# ઘાઘરાવાળી

## અને

# બીજી વાતો.

અનુવાદકઃ

**મધુકર.**

---

મુદ્રક અને પ્રકાશક

**હરિલાલ વલ્લભદાસ.**

હરિ-હર પ્રેસ, બજારગેટ, મુંબઇ

આવૃત્તિ ૧ લી                                        પ્રત [illegible]૦૦.

૧૯૨૮.

**કિમ્મત રૂ. ૧-૦.**

# અનુક્રમ.





# પ્રકરણ ૧ લું.

## નથુભાઇ મુંબઇ જાય છે.

જો તમે રાતે દશ વાગે સુઇ જાઓ અને સ્હવારે છ વાગે ઉઠો તો રોજના આઠ કલાક ઉંઘમાં જાય. એ હિસાબે જો તમે સાઠ વરસ જીવો તો વીસ વરસ તો ઉંઘમાંજ ચાલ્યા જાય! વખતની આ જેવી તેવી બરબાદી છે? તમે કહેશો કે દિવસના થાક પછી ઉંઘની જરૂર છે. વાત ખરી; પણ બહુ ઉંઘવાથી માણુસ આળસુ, એદી અને જાડો થઇ જાય. એટલા માટેજ સીકંદર, નેપોલીઅન અને ગાંધી જેવા મહા પુરૂષો વધુ ઉંઘતા નથી. જરા ઝોકું લીધું-ન-લીધું કે પાછા જાગતાને જાગતા!

નથુભાઇ ટેકચંદે જો આવી ટેવ પાડી હોત તો તેને બહુ ફીકર કરવી પડત નહિ. પણ એ કમબખ્તને અઘોરીની પેઠે ઉંઘવાની ટેવ હતી અને તેથી રોજ તેની મીસીસ ઉર્ફે સૌ. અમથીબાઇ તેને પાણીથી પાતળો કરી નાખતી.

તમને તે કાંઇ શરમ છે? આવા મોટા ગધેડા થયા છો; છતાં સ્હવારે, બપોરે ને રાતે અઘોરીની પેઠે ઘોર ઘોર કર્યા કરો છો? એવું જાણુતી હોત તો હું તમારી સાથે હરગીઝ પરણુત નહિ." અમથી વારંવાર નથુભાઇ પર આવી રીતે બરાડતી.

"તારી વાત ખરી છે." નથુ માથું ખજવાળી બોલ્યો: "હું ડાકટરને પુછી જોઇશ."

# ૨

તે ઉંઘ ઓછી કરવાની દવા ડાકટર પાસે ગયો ત્યારે દવા આપવાને બદલે સીગરેટ સળગાવીને ડૉકટરે કહ્યું: "તમે સીગરેટ પીઓ છો ?"

"હા. રોજના પચીસથી ત્રીસ પીઉં છું. ને છેલ્લી સીગરેટનું ઠુંઠું હું ઉંઘી જાઉં ત્યારેજ મારા હાથમાંથી પડી જાય છે." નથુએ જવાબ આપ્યો.

"અફસોસ! ઉંઘ ઓછી કરવા માટે હું તમને સીગારેટ પીવાની સલાહ આપવાનો હતો. વારૂ, તમે સુંઘણી સુંઘો છો!" ડૉકટરે કહ્યું.

"હા......ખંબાતીની દુકાનની ખાસ સુગંધીદાર સુંઘણી સુંઘું છું સાહેબ! પેલી બંબાખાના પર દુકાન છે ને!......"

"અફસોસ! મારો બીજો ઉપાય પણ નકામો ગયો. જુઓ, મી. નથુભાઇ! તમારે ઉંઘ ઉડાવવા માટે ખુબ મોજ મજાહ અને રંગ રાગ ઉડાવવા જોઇએ. તમે કદિ મુંબઇ ગયા છો?'

"હા. હું કુંવારો હતો ત્યારે મુંબઇ ગયો હતો. આહ! તે વખતની મઝાની શી વાત કરૂં! ડૉકટર!"

"તો જાઓ, પાછા મુંબઇ જાઓ! મોજ મજાહ કરો. રંગ રાગ ઉડાવો એટલે તમારી ઉંઘ ઉડી જશે, પણ જોજો! હાથની ધરતીને સાથે ના લઇ જતા હો; નહિ તો મઝાને બદલે કજા થઇ જશે."

# ૩

નથુભાઇની દયાનત અમથીને સાથે લઇ જવાની હતીજ નહિ. તેણે ઘેર જઇ મિસીસને ડૉકટરની સલાહથી માહિતગાર કરી. અને મુંબઇ જવાની તૈયારી કરવા માંડી. ડૉકટરની સલાહ મુજબ નથુભાઇ મુંબઇ જતાં હોવાથી અમથીએ કંઇ વાંધો લીધો નહિ.

“ જાઓ, ઉંઘ ઉડી જાય પછીજ પાછા આવજો.” તેણે વ્હાલાને વિદાય કરતી વખતે કહ્યું. કોઇની આંખમાં આંસુ ન આવ્યાં. નથુભાઇ હસતા હસતા ટાંગામાં બેસી સ્ટેશન પર ગયા અને મોહમયી મુંબાપુરીની મુલ્ય પત્રિકા ખરીદી ટ્રેનમાં બેઠા.

# પ્રકરણ ૨ જું.

## મુંબઇની મઝા.

નથુભાઇ મુંબઇ આવ્યો. હાલમાં તેનું વય ચાળીસેક વર્ષનું હતું. યુવાનીમાં—વીશેક વર્ષની વાત પર તે મુંબઇ આવી ગયો હતો. પણ ત્યારના અને હાલના મુંબઇમાં આસમાન જમીનનો ફેર હતો. નથુભાઇએ અગાઉ ઠેક ઠેકાણે ડોકા મરડી ગલીઓ અને સોનેરી ટોળીના બદમાસો જોયા હતા. ગ્રાંટરોડના સ્ટેશન પર ઉતરતાની સાથે મોટર અને વિકટોરીઆની ધમાલ જોઇને તે છક્ક થઇ ગયો. વિજળીક રોશનીએ તેની આંખો આંજી નાખી. હેલકરીને માથે બેગ ચઢાવી સ્ટેશનની બહાર નીકળતાંજ એક ટેક્ષીવાળાએ બુમ મારી:

"શેઠ! ટેક્ષી!

"ગીરગામ! શું લેશે?" ટેક્ષીવાલાએ આંખ ફાડી. મીટર જોઇને પૈસા આપી દેવાની નવી શોધની નથુભાઇને ખબર ન્હોતી.

"શેઠ! મીટરમેં જો હોયગા સો દેના!"

"મીટર! મીટર એટલે શું?"

ટેક્ષીવાળો ભલો માણુસ હતો. તેણે મીટર વિષે નથુભાઇને સમજણ પાડી અને નથુભાઇની અજાયબીનો પાર રહ્યો નહિ. મોટરમાંજ સહેલ કરવાના હેતુથી તે ટેક્ષીમાં ગોઠવાયો. ગીરગામ પર ટેક્ષી આવી પહોંચી. કયાં ઉતરવું તેનો તેણે નિર્ણય કર્યો ન્હોતો. આજુબાજુની વીજળીક રોશની, ચોપાટી સહેલ કરવા જતા સહેલાણીઓ અને નખ-

૫

રાળી નાઝનીનોને જોવામાં તે ગુલતાન થઇ ગયો હતો એવામાં તેની નજર "કોરોનેશન હિંદુ હોટલ" નામના પાટીઆ પર પડી. તેણે કાર ઉભી રખાવી.પૈસા ચુકવ્યા અને રાજેશ્રી હોટલમાં જઇ ઠરીઠામ થયા. મુસાફરીનો થાક લાગેલો હોવાથી તે રાતના તો વાળુ કરીને તે સુઇજ ગયો. રાતના તેને જાતજાતના રમ્ય સ્વપ્ન આવવા લાગ્યાં. મુંબઇ આવ્યો છું તો હવે જીવન સાર્થકજ કરીને જવું એવો તેને વિચાર હતો. તે ગામ હતો ત્યારેજ કોઇ લહેરી લફંગાએ તેને ગુરૂમંત્ર ભણાવ્યો હતો કે હાલમાં મુંબઇમાં રંગીલી રસીલીઓના બજારમાં ખુબ તેજી આવી છે અને એ પરીજાદીઓ રાત દિવસ કોઇ ખુબસુરત યુવાનની શોધમાંજ રખડયા કરે છે. નથુભાઇ શરીરે જાડો હતો, તેનું નાક મ્હોં બેડોળ લાગે તેવું મોટું હતું, ઓઠ જાડા અને બીડી પીવાથી કાળા પડી ગયા હતા, પેટની ફાંદ વધી ગઇ હતી, માથા પર સપાટ મેદાનની વચ્ચે હિંદુત્વની ધ્વજા જેવી ચોટલી ફરફર ઉડતી હતી; છતાં તે પોતાની જાતને કામદેવના અવતાર જેવી માનતો હતો. તેના જેવો રૂપાળો નર બ્રહ્માએ બીજો કોઇ ઘડયો હશે તે વિષે તેને ગંભીર શક હતો. તેની ખાત્રી હતી કે તે મુંબઇમાં પગ મુકશે કે તરતજ મદમસ્ત માનુનીઓ તેના પ્રેમનો લ્હાવો ચાખવા માટે પડાપડી કરશે અને નથુભાઇ સોળસો ગોપીઓમાં કહાનની પેઠે યૌવન વસંતની લહેજત ચાખી જીવન સફળ કરી નાખશે.

બીજે દિને દાતણ કરતાંજ તેની નજર સામેના મકાનની બારીએ ઉભેલી એક અઢાર વર્ષની રૂપસુંદરી પર પડી.

"અહા !" નથુભાઇ વિચાર કરવા લાગ્યા: "શું રૂપ ? શું જોબન ? શું કાળી મારકણી આંખો ? કેવા ભરાઉ પીન પયોધર ?...અહા ! એ હસી—મને જોઇનેજ હસી—ઓહ ! મારૂં જીગર ચાક ચાક થઇ જાય છે. એ હંસગમની, કમળવદની, મૃગવદની..." નથુભાઇ કવિ થવા લાગ્યો. તેની ડાગળી ચસકવાની શરૂઆત થઇ હતી એવામાં સામે ઉભેલી યુવતીએ આયના સામે ઉભી પોતાનો લાંબો ચોટલો છોડી નાખ્યો. તેના કાળા ભમ્મર જેવા વાળ કમ્મરની નીચે લટકતા હતા. વાળના ગુચ્છાઓને રમતીયાળ હમે વાંસા પર પછાડી તે વાળ ઓળવા લાગી. તેના અંગનો દરેક મરોડ નથુભાઇને પાગલ બનાવતો હતો. વાળ ઓળતી વખતે સાળુનો છેડો ઉરજ પરથી ખસી જતાં તેના કનક કળશ સમા હૃદયાંશુજ સ્પષ્ટ જણાવા લાગ્યા. નથુભાઇની આંખોને ચશ્મા આવ્યા ન્હોતા. પણ જો ચશ્મા પણ આવ્યા હોત તો આવી જોબનવતીનું સૌન્દર્ય નીહાળવા માટે તે દુરબીન ખરીદવાને પણ આનાકાની કરત નહિ.

મારે ગમે તે રીતે એને મેળવવી—એ મારીજ થશે. અહા ! મારા તરફ જોઇને કેવી હસે છે ! એ મારા પર મોહી પડી છે ! શાબાશ બચ્ચા નથુભાઇ ! તને લોકો કામદેવ કહે છે તેમાં કંઇ ખોટું નથી—" તે પોતાના મનમાં રેતીના કિલ્લા બાંધવા મંડયો અને આ નખરાળીને કેમ મેળવવી તેની યુકિત શોધવા લાગ્યો.

નથુભાઇનું મગજ હવે જબરા શોધક જેવું કામ કરવા લાગ્યું. તે પેલી રમણીના ઘરમાં ભોંયતળીએ આવેલા હોટલમાં ચ્હા પીવા

●

જવા લાગ્યો અને ત્યાં બે ચાર નોકરોને ચવલી પાવલીની દક્ષિણા આપી તેણે એ મધુરી મેનાની માહિતિ મેળવવા માંડી. તેને ખબર પડી કે એ સુંદર કામ કરે છે અને સાથે સાથે...જરા શોખીન પણ છે.

નથુભાઇ તરતજ દાદર ચઢવા લાગ્યો. "હું એને બે ચાર રૂમાલ ગુંથવા આપીશ–એક બે ખમીશ સીવડાવવાનું બ્હાનું કાઢીશ...અને પછી?..." તે મનમાંજ હસ્યો. બીજે માળે જઇ તે એક રૂમ આગળ ગયો. રૂમના બારણાં ખુલ્લાંજ હતા અને એક મુલાયમ સોફા પર મેનકા—પેલી રંગીલી દરજન આરામથી બેઠી હતી.

નથુભાઇ બોઘા જેવો બારણા આગળજ ઉભો રહ્યા.

"આવો..." મધુર અવાજ આવ્યો નથુભાઇને સદેહે સ્વર્ગે જવા જેવો આનંદ થયો. તે પાઘડી સંભાળતો સંભાળતો અંદર ગયો.

"ત–ત–મે ખમીશ સારા સીવો છો એમ મેં સાંભળ્યું છે?" મેનકાની સામે એક ખુરશીપર બેસી નથુભાઇ એ વાત શરૂ કરી. મેનકાના ઓરડામાં ફરનીચર વધારે ન્હોતું પણ જે હતું તે સુંદર રીતે ગોઠવેલું હતું. એક ખુણામાં નાનકડું રમકડા જેવું કબાટ ચકચકી રહ્યું હતું. ટેબલ ખુરશી રૂમના મધ્ય ભાગમાં હતા અને બીજે છેડે એક સુંદર પલંગ પડયો હતો. પલંગપર શ્વેત ચંદની જેવી ચાદર બીછાવી હતી અને ચાદર તથા મચ્છરદાની પર એક પણ ડાઘ જણાતો ન્હોતો. નથુભાઇની નજર એક પળે એ પલંગ પર અને બીજી પળે મેનકાના મદમાતા શરીર પર ફર્યા કરતી હતી. મેનકા તેની વ્યગ્રતા જોઇ જરા હસી.

# ૮

"હું પુરૂષોના ખમીશ સીવતી નથી," તેણે જવાબ આપ્યો.

"તો એક જાકીટ સીવી આપો—"

"નહિ. મને જાકીટ સીવતા નથી આવડતા. હું તો ફેશનેબલ લેડીઝ માટે રૂમાલ ગુંથી આપું છું–"

"હા. હા. રૂમાલજ ગુંથી આપો." નથુ બરાબર બોઘો થયો.

મેનકા ખડખડ હસી પડી. તેના મોતી જેવા દાંતની ખુબસુરતી જોવાની તક મળવા છતાં નથુભાઇ જરા ભોંઠો પડી ગયો.

"તમને બહુ રમુજ ઉપજી લાગે છે."

"હાજી."

"શાથી ?"

"તમને જોઇનેસ્તો !" મેનકાએ સ્પષ્ટ જવાબ આપ્યો. શું મને જોઇને તમને હસવું આવે છે ?"

"હા.

"કારણ ?"

"કારણ કે મને સીવવાનુ કામ આપવાનું તમારૂં બ્હાનું તદ્દન ખોટું અને વિચિત્ર છે." મેનકાએ ખુલ્લા દીલે પોતાનો અભિપ્રાય આપ્યો.

"તમે જબરાં ચિકિત્સક લાગો છો !" નથુભાઇ તેની નીપુણુતા જોઇ ઔર ખુશ થયો.

"અમારે જોઇ જોઇને ડગલા ભરવા પડે છે, સાહેબ! અને તમે પણ ક્યાં કમતી નિરિક્ષક છો! તમે તમારા હોટલની બારીમાંથી મને ટીકયા કરતા હતા!"

"આહ! તમે મને ટીકતો જોયો હતો એમ!" નથુ જરા ઝંખવાણો પડયો.

"હા. એકવાર તમને જોઇને મને એવી રમુજ ઉપજી હતી કે તમને ચાળા પાડવાનું મને મન થયું હતું. તમારી કલઇ કરેલી ટાલ અને તેની વચ્ચે ઉડતી ચોટલી? હા. હા. હા!" મેનકા ટીખળીની પેઠે હસવા લાગી: "બોલો તમે મને મળવા શા માટે આવ્યા છો?"

"કા—કા—કારણ કે તમે ઘણા સ્નેહાળ અને સુંદર છો અને હુ તમારો મિત્ર થવા માગું છું."

શાબાશ! તમે ખુલ્લા દીલથી વાત કરો છો તે મને પંસદ છે. હું પણ તમારી સાથે ખુલ્લા દીલથીજ વાત કરીસ. તમે મને રાખવા માગો છો શેઠ?"

"મેનકા! મેં એવું કહ્યું નથી."

"નહિ. પણ તમે મને તમારી રખાત બનાવવાનો વિચાર કરો છો. બધા મરદો એમજ માને છે કે એક સ્ત્રી મરદો જે કહે તે બધું બ્રહ્માના અક્ષર જેવું સાચું માની લે છે અને તેઓ કહે તેમ વર્તે છે. પણ હું તમને ચેતવણી આપુ છુ કે તમે મારે માટે કંઇ

પણ આશા રાખીને તમારા વખતની બરબાદી કરો છો." મેનકા નથુ તરફ સ્થિર આંખો રાખી બોલી.

"તમારા સહવાસમાં જે વખત જાય તેની મને દરકાર નથી."

"બહુ સારૂ. પણ તમે મારા મિત્ર થાઓ તે પહેલાં તમે કોણ છો તે મારે જાણવું જોઇએ."

"મેનકા ! હું તને મારી સઘળી હકીકત કહેવાને તૈયાર છું. હું ધંધા ધાપાથી પરવારેલો, પાંચ પૈસે સુખી અમદાવાદી વાણીઓ છું. મારી સ્ત્રી મરી ગઇ છે અને મને બચ્ચાં કચ્ચાં પણ નહિ હોવાથી બંદા જાતે ને પોતે એકલા છે..."

"તમારૂં નામ !"

"નથુભાઇ ! હવે તમારી પીછાન મને આપશો ?"

"ખુશીથી !" મેનકા બોલી: "હું દરજણ છું અને સુરત પાસે કતારગામની રહીશ છું. મારાં માબાપ ગરીબ છે. મારી બે બહેનો મુંબઇ આવી હતી. પણ તેમને કામ નહિ મળવાથી તે પાછી ગામ ચાલી આવી તેમની નિષ્ફળતા જોઇ હું હારી ગઇ નહિ. હું મુંબઇ આવી, ભરત ગુંથણનું કામ મેળવ્યું અને મારૂં ગુજરાન ખુશીથી ચાલે છે."

"મુંબઇ આવ્યા પછી તમે મઝા પણ ઘણી કરી હશે ?" નથુ ચણો ચાંપવા લાગ્યો.

"નહિ. મઝા કોને કહે છે તે હું બરાબર સમજતી નથી. જેની પાસે પૈસા હોય તે મનમાન્યા વૈભવ ભોગવી શકે છે. પણ મારે તો આખો દિવસ બરી સીવીને આંખો ફોડવી પડે છે."

"તમને રંગરાગ કરવામાં હરકત શી નડે છે? તમારા જેવી રૂપસુંદરીને મોજ કરવા માટે ઘણા યુવાનો તલપાપડ થતા હશે?"

"હા. પણ જો હું કોઇની વાત માનું તો આજે મારી જે હાલત છે તેથી પણ ખરાબ હાલત થાત. પુરૂષો જ્યારે પ્રેમની વાત કરે છે ત્યારે મને તેમના પર ધીક્કાર આવે છે કોઇ પુરૂષ એક અજાણી સ્ત્રીના પ્રેમમાં તેને જોતાંની સાથેજ પડી જાય ખરો? આવી વાત કરનારાઓને હું તરતજ પાણીચું આપી દઉં છું."

નથુભાઇએ દાંતમાં આંગળી ઘાલી. "આ પંખીડાને સપડાવતાં જરા મુશ્કેલી નડશે." તેણે વિચાર કર્યો. મેનકા મુગે મ્હોડે સીવી જતી હતી તે તરફ જોઇને તે બોલ્યો: "તમે કેવું સુંદર સીવો છો?"

"ખરેખર? ત્યારે તો સીવણ કલાની તમને માહિતિ હશે!"

"મારી બૈરી—અરે! બ્હેન સીવે છે..."

"તે અમદાવાદ છે?"

"હા. તેને અમદાવાદજ ગમે છે."

"વારૂ, હવે ચોકખી વાત કરો, તમારે રૂમાલ ગુંથાવવા છે?"

નથુ હસવા લાગ્યો.

"ખરી વાત પુછો તો નહિ. તમે મારો મનોભાવ તો સમજી ગયા છો. હું તમારો મિત્ર થવા માગું છું અને તમને કોઇ કોઇ વાર નાટક સીનેમામાં લઇ જઇ મોજ કરાવા માગું છું"

મેનકા જરા વાર વિચારમાં પડી. પછી નથુભાઇ તરફ જોઇ તે બોલી: "તમે ખરેખર વિધુર છો?"

"હા."

"તો ભલે તમારી મરજી પડે ત્યારે મને મળવા આવજો."

"તમારો આભાર, મેનકા!"

"પણ તમે વધુ વાર રોકાઇ શકશો નહિ; કેમકે મારી નિંદા થશે..."

"હું તમે કહેશો તેમ વર્તીશ."

નથુભાઇએ રજા લીધી અને ખુશમીજાજ જીગરે હોટલ તરફ જતાં વિચાર કરવા લાગ્યો: "એ મારીજ છે! હસી તે ફસી! જરા વિલંબ લાગશે, પણ આવી અપસરાને મેળવવા માટે જીંદગીભર તપ કરવું પડે તોય કુરબાન છે!"

# પ્રકરણ—૩ જું.

## નથુભાઈની દાળ ચડતી નથી !

પંદર દિવસ વહી ગયા. એટલામાં નથુભાઇ રોજ મેનકાને મળવા જતા ને મેનકા તેની સાથે હસી હસીને વાત કરતી. રોજ રોજ તે નવા નવા વસ્ત્રમાં સજ્જ થતી અને નથુભાઇ એમજ સમજતો કે તેનેજ રાજી કરવા માટે કરવા માટે વિધ વિધ વેષ ધારણ કરે છે. પણ વસ્તુ સ્થિતિ જુદીજ હતી. આટલા સમયમાં નથુભાઇના પ્રેમ નાટકનું મંગળાચરણ પણ થયું ન્હોતું. ચુંબનરૂપી સુત્રધાર કે નટીએ પણ તેના પ્રેમની રંગ ભુમિપર હજુ દર્શન દીધા ન્હોતા. પ્રેમઘેલા નથુભાઇની ઉંઘ આપોઆપ ઉડી ગઇ. ભાગ્યે તે બે કલાક ઉંઘતો અને ઉંઘમાં પણ મેનકાના સ્વપ્ના જોઇ ચમકતો. મેનકાની પાસે જઇ તે પ્રેમભીની નજરે "મારી જાન—મારી વ્હાલી" કે એવાજ બીજા ઉલ્લુ જેવાં સંબોધન કરીને કંઇ ચાળા કરવા જતો તો મેનકા તરતજ લાલ આંખ બતાવી રોકડું કહી દેતી: "તમે જો સીધા રહેશો નહિ તો હું તમને કદિ મારે ઘેર આવવા દઇશ નહિ."

બીજી રીતે મેનકા નથુભાઇનો દરેક સત્કાર કરતી. તે નથુભાઇની ભેટો હસી હસીને સ્વીકારતી એટલે નથુભાઇને આશા હતી કે તે કોઇ દહાડો તેની થયા વિના રહેવાની નથી. હાલમાં શરમને લીધે—સ્ત્રી જાતિના સ્વભાવિક નખરાંને લીધે—મેનકા ના પાડે છે; કદાચ તેને કોઇનો ભય લાગતો હશે. એમ ધારીને નથુ દિલાસો લેતો. મેનકા તેની સાથે એપોલો, ચોપાટી, મહાલક્ષ્મી, વરલી વિગેરે જગ્યાએ

ટેક્ષીમાં ફરવા જતી—નથુભાઇની સાથે નાટક સીનેમા જોવા બેસતી—ફેશનેબલ હોટલોમાં જતી. મેનકાની સાથે બહાર જતી વખતે હોટલના મેનેજરની સલાહથી શુધ્ધ અંગ્રેજી શુટ ધારણ કરવાનું નથુભાઇએ યોગ્ય ધાર્યું હતુ. ખામી એટલીજ હતી કે અંગ્રેજી શુટ પર ટોપી પહેરતી વખતે તેમના માથાની ટાલ તેની મશ્કરી કરાવતી. મેનકાએ તેને નાટકીઆઓની પેઠે વાળની વીગ પહેરવાની સુચના કરી. એટલે નથુ ખુશખુશ થઇ ગયો અને પછી તે અપ–ટુ–ડેટ બની મેનકા સાથે ફરવા જતો ત્યારે ભલભલા લહેરીઓ તેની અદેખાઇ કરતા. અંગ્રેજી રેસ્ટોરામાં પણ તેઓ જતાં. પણ નથુભાઇ કાલાવાલા કરીને મરી જાય છતાં મેનકા "ખાનગી" રૂમમાં જવાની સાફ ના પાડતી. ટુંકમાં મેનકા નથુભાઇને પૈસે ફરી હરીને ચમન કર્યા શિવાય બીજુ કંઇ કરવા માગતી ન્હોતી,

અંતે બૈરાંઓને જીતવાનું રામબાણ નથુભાઇએ અજમાવ્યું. તેણે એક કિમતી સાડી ને પોલકું ખરીદયાં ને તે મેનકાને પહેરાવી તે તેને "એક અબળા" નો નાટક જોવા લઇ ગયો. બે વાગે નાટક ખલાસ થયા પછી તે મેનકાને પહોંચાડવા તેને ઘેર ગયો. ઓરડી ખોલતાંજ મેનકાએ અંદર જઇ સ્ટોપર લગાવી દીધી.

"જરા ઉઘાડ તો ખરી! મારે પાણી પીવું છે!" નથુભાઇ રડમસ થઇ બોલ્યો.

"ઘેર જઇને પીજો! હું તમને દિવસે આવવા દઉં છું તે પુરતુ નથી કે તમે રાતે મારા રૂમમાં આવવા માગો છો!" અંદરથી મેન-

કાએ ઠસ્સાભર્યો જવાબ આપ્યો અને નથુભાઇ હીવેલીયું કાચું કરી દારૂડીઆની પેઠે લથડતે ડગલે હોટલમાં જઇ પડયો.

કેટલીક વાર મેનકા નાટકશાળામાં ઓરચેસ્ટ્રામાં બેઠેલા યુવાનોને જોઇ કોઇ યુવાન ઘણોજ મોહક જણાતાં નથુભાઇને પુછતી. "તમે પેલા ગૃહસ્થને ઓળખો છો! એ કેવા મોહક છે?–હા–પણ તમે કયાંથી ઓળખો? તમે અમદાવાદી છો. ને હું મુંબઇમાં કોઇને ઓળખતી નથી."

નથુભાઇ આવી વાત સાંભળી બળી મરતો. તેને લાગ્યું કે "આ સ્ત્રી જબરી છટકેલ ને નખરાંબાજ છે. એ પહોંચેલ બુટ્ટીને હાથ કરતાં વાર તો લાગશે. પણ એ મારી સાથે ફરવા આવે છે એટલું પણ બસ છે. મારી સાથે એને જોઇને ભલભલા માણસોને મારી અદેખાઇ આવતી હશે! હોય. હજુ મારા પ્રેમનો મને બદલો નથી મળ્યો તેથી શું! એ તો પ્રેમના પંથ છે. ફરહાદે શીરીં માટે પહાડ ખોદી નાખ્યો હતો તો હું જરા ધીરજ પણ ન રાખી શકું?"

તેણે ખરેખર ધીરજ રાખી. બીજે દિને તે મેનકાને ત્યાં ગયો. મેનકા સીવણ કામ લઇ બેઠી હતી. થોડીવાર જતાંજ નથુભાઇએ તેનો હાથ પકડી કહ્યું. વ્હાલી! સેવક તને ચાહે છે."

આજ સમયે કોઇએ બારણાં ખખડાવ્યાં.

"હમણાં કોણ મરવા પડયું?" નથુ બબડયો.

મેનકાએ બારણાં ઉઘાડયાં. આવનાર પચીસ વર્ષનો ફાંકડો યુવાન હતો.

"નટવર ! તું ?" મેનકા તેને જોઇ આનંદ પામી.

"હા. વ્હાલી ! હું !—" કહી નટવરે તેને છાતી સરસી ચાંપી લીધી અને ઘરમાં બીજુ કોઇ છે કે નહિ તે જાણવાની દરકાર કર્યા વિનાજ મેનકાને પાંચ દશ ચુંબનોથી વધાવી લીધી.

નથુભાઇને હવેજ શક ઉપજ્યો કે મેનકા તે ધારતો હતો તેવી સતિ તો નથીજ.

"મને તો એમ લાગ્યું કે મુંબઇમાં મને તારૂં ઘરજ નહિ મળે !" નટવર બોલ્યો. હવે તેની નજર નથુભાઇ પર પડી. તેનાં ભવાં જરા ચઢી ગયા. તેણે એકવાર નથુભાઇ તરફ અને એકવાર મેનકા તરફ જોયું.

"નટવર ! આ નથુભાઇ મારા મિત્ર છે. ઘણા ભલા માણસ છે. મને ફરવા લઇ જાય છે ને મારી ઘણી સંભાળ રાખે છે" મેનકાએ બાળક જેવી નિર્દોષતાથી નટવર તરફ જોઇ કહ્યું. નટવર મૌન રહ્યો. નથુભાઇને હવે વધુ વાર રોકાવાનું યોગ્ય લાગ્યુ નહિ.

"આ તમારા..."

"મારા ગામના છે–" મેનકાએ હસીને કહ્યું:" મારા બાપનો કાગળ લાવ્યા છે."

નથુ હસ્યો.

"તમે મુબઇમાં રોકાવાના છો ?" તેણે નટવરને પુછ્યું.

"નહિ રે ! એક બે દહાડા. મને મારૂં ગામ વધારે ગમે છે."

આ જવાબથી નથુભાઇને સંતોષ થયો. તે મેનકાની રજા લઇ

ઓરડામાંથી બહાર નીકળ્યો: "આ ગામડીઆ ગમારે એને આવતાંની સાથે પાંચ દશ ચુમી લઇ લીધી અને મેં સેંકડો રૂપીઆનું પાણી કરી નાખ્યું પણ હજુ એકવાર પણ એના ઓઠ પરનો અમીરસ પીવાનું સદભાગ્ય મને મળ્યું નથી. કંઇ ફીકર નહિ. હું એને જીતીશ તોજ મારૂં નામ નથુંભાઇ!" જતાં જતાં તે બબડયો.

---

# પ્રકરણ ૪ થું.

## નાટકમાં.

બીજે દિને નથુભાઇ મેનકાને ત્યાં ગયો ત્યારે નટવર ત્યાં થાણું નાખી પડયો હતો, મેનકા સીવતી બેઠી હતી અને તેની નાજુક આંગળીની રમત નટવર આનંદી ચહેરે જોઇ રહ્યો હતો.

"સાહેબજી નટવરલાલ ! કેમ ! મુંબઇ ગમે છે કે ? તમે અગાઉ મુંબઇ જોયું લાગતું નથી," નથુભાઇએ મેનકાના માનીતા નટવર સાથે દોસ્તી બાંધવાના હેતુથી હસીને કહ્યું.

"નહિ સાહેબ ! હું પહેલીજવાર મુંબઇ આવ્યો છું, નટવરે જવાબ આપ્યો.

"નટવર ! તારે નાટક જોવો છે !" મેનકાએ કહ્યું.

"હા. તારી સાથે."

"નથુભાઇ આપણુને બેઉને લઇ જશે."

"મારે ત્યાં તારા બાપની થમણી દાટી છે ને !" નથુભાઇ મનમાં વિચાર કરવા લાગ્યો: "હું એને તો મોજ કરાવું પણ તે સાથે એના આશકનો ખરચ પણ મારે માથે ! કંઇ ફીકર નહિ. નટવર મેનકાને લઇને બેસી રહે તેના કરતાં હું બન્નેને બહાર લઇ જાઉં તેજ બહેતર છે."

"નથુભાઇ ! આજે રાતે નાટકમાં જશું ?" નથુભાઇને વિચારગ્રસ્ત જોઇને મેનકાએ રણુકતી ઘંટડી વગાડી.

"ઘણીજ ખુશીથી."

"તમારો ઉપકાર! પણ હું તમને વધુ ખરચમાં ઉતારવા માગતી નથી."

"હું તમને રાજી કરવાને ગમે તે કરવાને તૈયાર છું કેમકે હું તમને ચાહું છું," નથુભાઇ બોલ્યો, નટવર મુઝાઇને બન્ને તરફ જોવા લાગ્યો તે જોઇને નથુભાઇ મનમાં મલકાયો.

રાતે નથુભાઇ મેનકા અને નટવરને "ફાંકડા ફીતુરી"નો નાટક જોવા લઇ ગયો, મેનકા ખુશ મીજાજમાં હતી. ગુલફામનો રમુજી નાટક જોઇને તે પેટ પકડીને હસી. તે વારવાર તાળીઓ પાડવા લાગી;

પણ રંગભૂમિ પર આવતી સ્ત્રીઓના નિર્લજ્જ ચાળા જોઇને નટવર એટલો બધો મુઝાઇ ગયો કે તેને કોઇ કોઇવાર આડું જોવું પડતું.

"અરે યાર! આવા સીન જોવામાં તો મઝા છે!" નથુભાઇએ તેને પાણી ચઢાવવા માંડયું.

"હશે!"

નથુ હસ્યો: "આ છોકરો બકરા જેવો નિર્દોષ છે, છતાં એ મને કબાબમાં હાડકા જેવો નડે છે, એ આવતા શનિવારે ટળે એટલે થયું!" તેને વિચાર આવ્યા.

શનિવારે નટવર વિદાય થયો ત્યારે તેની અને મેનકાની આંખમાં આંસુ આવ્યા, મેનકાએ પોતાના માબાપ, બહેનો અને સખીઓ પર કાગળ લખી આપ્યા.

"હું ગામ, આવીશ ત્યારેજ સુખી થઇશ." મેનકાએ કહ્યું.

"અને મારે માટે ત્યારેજ સોનાનો સુરજ ઉગશે."

"હજુ તું મને ચાહે છે, વ્હાલા ?"

"ઓ વ્હાલી ! એ સવાલજ ન પૂછ. હું તને પળવાર પણ વ્હીલી ! મુકવા માગતો નથી."

"ધીરજ ધર નટવર !" હું તને કદિ ભુલીશ નહિ."

"ગરીબ બિચારો !" નટવરના ગયા પછી નથુભાઇએ કહ્યું : "એને મુંબઇના રંગરાગની ખબરજ નથી. મુંબઇ મોજમજાહ, બુધ્ધિ અને કીર્તિનું કેન્દ્રસ્થાન છે. મુંબઇમાં મનુષ્ય જીવે છે—બીજી જગાએ દાણા ખાઇને દહાડા કાઢે છે."

"જો એ વાત ખરી હોય તો દુનિયાના ઘણા લોકો દુઃખી હોવા જોઇએ કેમકે મુંબઇમાં દશ પંદર લાખથી વધુ માણસોનો સમાવેશ થાય તેમ નથી. મારી માન્યતા એવી છે કે પોતાના વ્હાલાઓની સાથે મનુષ્ય ગમે ત્યાં સુખી થઇ શકે છે," મેનકા બોલી.

"હા. તારી વાત ખરી છે મારી યુવાન દેવી !" નથુભાઇ નમી પડયો : "બોલ, કાલે રાતે મારી સાથે "રોયલ હોટલ"માં જમવા આવશે ? હું તને લેવા સાત વાગે આવીશ."

"ભલે."

"હોટલમાંથી આપણે સીનેમા જોવા જઇશું," નથુભાઇ હસ્યો. મેનકા પણ હસી.

"કાલે મારો જરૂર વિજય થશે. આટલા દિવસની મહેનત કાલે સફળ થશે. હમણાજ રોયલ હોટલમાં જઇને હું ખાનગી ઓરડાની ગોઠવણ કરી આવું છું. આવી જોબનવતી માટે પાણી પેઠે પૈસા વપરાય તો કંઇ ફીકર નહિ." જતી વખતે નથુભાઇ વિચાર કરવા લાગ્યો.

# પ્રકરણ ૫–મું.

## ઘાઘરો પહેર્યો.

બીજે દિને બરાબર સાતના ટકોરા થતાંજ નથુભાઇ અપ–ટુ–ડેટ શુટમાં સજ્જ થઇ મેનકાની સામે હાજર થયો. મેનકાએ પણ સુધરેલીજ સુંદરીઓની નકલ કરીને યુરોપીઅન મડમનો પોષાક ધારણ કર્યો હતો. નથુભાઇ તેને એ વેષમાં જોઇ ગાંડો ગાંડો થઇ ગયો. પણ મેનકા આજે ખુશ મીજાજમાં નહોતી. નથુભાઇનો હાથ પકડી તે દાદર ઉતરી, તેની પાસે ટેક્ષીમાં બેઠી; છતાં તે મન મુકીને વાત કરતી ન્હોતી. ટેક્ષી રોયલ હોટલ આગળ જઇ ઉભી. નથુભાઇ મેનકાને લઇ માળ પર જતો હતો એવામાં દાદર પરજ એક જણે તેનો હાથ પકડી કહ્યું:

"ઓહો નથુભાઇ! સુરતથી ક્યારે આવ્યા? મુંબઇ આવવા છતાં મને મળ્યા નહિ?"

નથુભાઇની સ્થિતિ કાપો તો લોહી ન નીકળે એવી થઇ ગઇ. તે નીચી નજર કરી જેમ તેમ ભાગ્યા તુટયા સ્વરે બોલ્યો: "ઓહો લાલભાઇ! કેમ છો? ઘરમાં બધા સારા છે? ચાલો સાહેબજી!"

પણ લાલભાઇના પેટમાં જરા લાલ પાણી પડયું હતું તેણે જોસથી નથુભાઇનો હાથ પકડી રાખી કહ્યું "કેમ! જુના દોસ્તને આવી રીતે હાંકી કાઢો છો કે? તમારી સ્ત્રી કેમ છે? તે તમારી સાથે આવી નથી? ગભરાવ છો કેમ? તમને પોલીસે પકડયા નથી.

એ તો હું તમારો જાનો જીગર દોસ્ત લાલભાઇ છું ! હજુ તમને કુંભકર્ણની પેઠે ઉંઘવાનો રોગ છે કે ? તમારી સ્ત્રી તમારા ઉંઘણસીપણાની ઘણી ફરિયાદ કરતી હતી......"

નથુભાઇ આટલા બધા સવાલોના ખોળીબાર માટે તઇયાર ન્હોતો. તેના પર ભારી આફત આવી પડી. લાલભાઇને દાદર પરથી ગબડાવી મેલવાનું તેને મન થયું પણ તેની હિમ્મત ચાલી નહિ.

"જો દીકરા લાલુ ! તું જમી આવ્યો ને અમે હજુ જમવાના છીએ. હું તને તારે ઘેર મળી જઇશ. મારો હાથ છોડી દે !'

"ઓહ યુ બદમાસ ! તું એકલો મોજ કરવા માગે છે; પણ યાદ રાખજે હું તારી બૈરીને બધી વાત કહી દઇશ." કહી લાલભાઇએ મેનકા તરફ કામી નજર ફેંકી નથુભાઇનો હાથ છોડી દીધો. મેનકા અત્યાર સુધી તદન મૌન ઉભી રહી હતી તેને લઇ નથુભાઇ માળ પર ચાલ્યો ગયો. માળ પર જતાંજ વેટરે નથુભાઇને મેનકા સાથે એક ખાનગી ઓરડીમાં બેસાડયા. નથુભાઇએ હવે છુટકારાનો દમ ખાધો. આજે ગમે તે રીતે મેનકાને પોતાની કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તેણે વેટરને શેમ્પેનની બાટલી અને ડીનર લાવવાનો હુકમ કર્યો. ને પોતે વિચારમાં પડયો.

"તમારી જીભ સીવાઇ ગઇ લાગે છે, મારા અમદાવાદી શેઠ !' મેનકા તેને ચીડવવા લાગી: "તમારો મિત્ર મળવાથી તમારૂ કાતરીયું ગેપ થઇ ગયું છે ? "

"હા. જરા એવું છે ખરૂં."

"મને અજાયબી ઉપજતી નથી."

"જો મેનકા ! વાત એમ છે કે લાલભાઇ પીધલો હતો અને નીશામાં તેણે મને પોતાનોજ દોસ્ત માની લીધો. નીશામાં એવી ભુલ ઘણા કરે છે !"

મેનકા તેના તરફ સ્થિર તીક્ષ્ણ આંખે જોઇ રહી.

"નથુભાઇ ! તમે મને અલીબાગથી આજેજ આવેલી સમજો છો ?"

"ઓહ ! મેનકા !"

"સાંભળો. હું તમારી વાત ગળે ઉતારી દઉં એવી મુરખી નથી. મારી પાસે હવે પછી જુઠું ના બોલતા. તમે મને કહ્યું કે તમે અમદાવાદી છો એ વાત મેં કદિ માની ન્હોતી કેમકે તમારી સુરતી ભાષાજ તમારી જન્મભુમિની ખાત્રી આપતી હતી. તમે વિધુર છો એમ કહીને તમે હીચકારાનો ભાગ ભજવ્યો છે."

"પણ—પણ—મેનકા ! હું તારા પર પાગલ થયો હતો. હું પરણેલો છું એમ કહેત તો તું મને તારી પાસે આવવા ન દેત."

"શા માટે નહિ ? જો તમે સાચી વાત કહી હોત તો મેં તમારા પર વિશ્વાસ રાખ્યો હોત, તેને બદલે તમે મારી પાસે વિધુર હોવાનો દમ્ભ કર્યો. જ્યારે તમારી પરણેતર એકલી મુંઝાતી હશે."

"નહિ. નહિ. મારી બઇરીએજ મને મુંબઇ મોકલ્યો હતો."

"હશે, પણ તેણે તમને વિધુરનો વેશ ભજવવાનું કહ્યું હતુ ?"

"નહિ અમથી એ વાત જાણે તો મને મારીજ નાંખે. છતાં એક પતિએ જાણવું જોઇએ કે આજકાલના પુરૂષો ભિષ્મપિતામહ જેવા નથી. પુરૂષને કુદરતી વાસના હોય છે, અને તે સંતોષવાની ફરજ ખુબસુરત સુંદરીઓની છે."

"બસ કરો સાહેબ !"

આ પળે વેટર ડીનર અને શરાબની બાટલી લઇ આવ્યો અને ટેબલ પર રકાબીઓ અને પ્યાલા મુકી ગયો. મેનકા નથુભાઇની પાસે સોફા પર બેઠી હતી. નથુભાઇ તેની પ્યાલી ભરી તેની કમ્મર પર હાથ નાંખ્યો. મેનકા ચમકીને ઉભી થઇ.

"હું આવું અપમાન સહન કરવાની નથી."

"હું પણ કેવો મુરખ છું ! શેમ્પેનની અસર થતાં એજ પ્રેમની ભુખી થશે !" નથુભાઇએ પસ્તાઇને વિચાર કર્યો.

મેનકાએ શેમ્પેનની અડધીજ પ્યાલી પીધી અને નથુભાઇની ગમે તેટલી વિનવણી છતાં વધુ પીવા ના પાડી.

અંતે ડીનર પુરૂં થયું

"વ્હાલી ! હવે એક કીસ આપ"

"તમારી સ્ત્રી દેખાવડી છે કે ?" મેનકાએ ચુંબન આપવાને બદલે સામો વિચિત્ર સવાલ પુછ્યો.

નથુભાઇએ ભવાં ચઢાવ્યાં.

" આહ! તે બેડોળ તો નથી પણ તારા જેવી સુંદરી નથી."

" તેની આંખો ભુરી છે કે કાળી ?"

" તેની આંખો—તેની આંખો તો બીલાડીના જેવી માંજરી છે."

" એમ ! નથુભાઇ ! તમારી પત્નિનું મ્હોં, તેના દાંત, તેનો ઘાટ વિગેરે મોહક છે ને !"

" ધુળ અને ધમાસા ! અહિં હું મારી પત્નિનું વર્ણન કરવા આવ્યો નથી. ઉલટું મારી પરણેતર જીવતી છે એ બીના હું અત્યારે ભુલી જવા માંગુ છું."

" મને જરા એ વાતમાં રસ પડે છે બાકી એમ ના સમજતા કે મને તમારી સ્ત્રીની અદેખાઇ આવે છે." તે હસી.

નથુભાઇએ બીજી પ્યાલી ખાલી કરી. તેની નસેનસમાં ગરમ લોહી વહેવા લાગ્યું. મેનકાની મદભરી જુવાની જોઇને તે પાગલ થઇ ગયો.

" હું તને ચુમી લીધા વિના છોડવાનો નથી." કહી તેણે મેનકાને બાથમાં લેવાની કોશિષ કરી. મેનકાએ તેને ધકકો મારી સોફા પર નાખી દમામથી કહયું.

" નથુભાઇ ! તમારૂં શરમભર્યું વર્તન તમને ભારી પડી જશે. તમે મરી જશો તો પણ હું તમને ચુંબન આપવાની નથી."

"ત્યારે આટલા દિવસથી તું મને રમાડયા કરતી હતી ?"

"કઇ રીતે ?"

"સાંભળ ! એક યુવાન સુંદરી પર પુરૂષને પોતાને ઘેર આવવા દે, તેની સાથે નાટક સીનેમામાં જાય, હોટલોમાં પારકે પૈસે મોજ કરે,

તેની પાસેથી કિંમતી ભેટો સ્વીકારે-છતાં તે પુરૂષ મીઠા હાસ્ય શિવાય બીજી કંઇજ આશા રાખતો નથી એમ તે સમજી શકે ખરી ?"

"નહિ, પણ તમે વાસનાના ગુલામ થઇ ગયા છો તેથી આવી વાત કરો છો. મેં તમારી માશુક થવાનું કદિ વચન આપ્યું ન્હોતુ, તમારી ભેટો તમે મને આગ્રહ કરી કરીને આપી હતી. આમ હોવા છતાં તમારી સાથે ફરીને મેં મારી પ્રતિષ્ઠા જોખમમાં નાખી હતી."

"કબુલ ! પણ આ ખાનગી રૂમમાં મારી સાથે આવ્યા પછી તું મને બનાવી જઇશ એમ ? નહિ. આજે હું તને છોડીશ નહિ." કહી તેણે મેનકાના શરીર પર હલ્લો કર્યો.

"કાળું કરો અહિંથી; નહિ તો હું ચાલી જઇશ."

શરાબના નીશા અને વાસનાના પ્રાબલ્યથી પાગલ થઇ નથુભાઇએ મેનકાનો ઘાઘરો જોરથી પકડી લીધો હતો.

"હવે કયાં જવાની છે ? તારી શરીરપર સુશોભતો આ સુંદર ઘાઘરો જોઇને હું પાગલ થઇ ગયો હતો. આહ ! એ ઘાઘરો આજે મારા હાથમાં આવ્યો છે. એને હું કદિ છોડીશ નહિ."

"તમને મારા ઘાઘરાનોજ આટલો બધો મોહ હોય તો ભલે એ ઘાઘરો તમે રાખો." મેનકા તદન શાંત અવાજે બોલી અને વીજળીક વેગે ઘાઘરો કાઢી નાખી ઓરડામાંથી બહાર નીકળી ગઇ, નથુભાઇના હાથમાં સફેદ ઘાઘરો રહી ગયો અને તે ફાટી આંખે મેનકાને ચાલી જતી જોઇ રહ્યો.

નથુભાઇને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે મેનકા બે ઘાઘરા પહેરતી હશે !

# પ્રકરણ ૬–ઠું.

## બીજો ઘાઘરો.

નથુભાઇને મેનકાનો ઘાઘરો બક્ષીસ મળ્યા પછી બે ત્રણ દીવસ પછી તે પોતાની જગ્યા બદલી વાલકેશ્વર પરની એક સુંદર ચાલીમાં રહેવા ગઇ. પોતાની આવક વધારવા માટે તેણે સીવણકામ સાથે ભરતકામ કરવા માંડયું અને હવે સુતરાઉ ઘાઘરાને બદલે તે સુંદર રેશમી ઘાઘરો પહેરવા લાગી. તે સઘળી ફેશન જાણુતી હતી અને સઘળાં દેશોની સ્ત્રીઓના વસ્ત્રો પહેરી શકતી. નવા ઘરમાં આવ્યા પછી તે શુધ્ધ મડમ થઇ ગઇ. અને તે એટલો બધો ટુંકો ઘાઘરો પહેરતી કે તેના સુંદર ઘાટદાર પગો આબાદ દેખાતા. તેના પાડોશીઓ આબરૂદાર હતા. પહેલા માળ પર એક શકમંદ સ્ત્રી રહેતી હતી તે કોલ્ડક્રીમ, પાઉડર અને હોઠના રંગની મદદથી જુવાન દેખાવાના વલખાં મારતી. તેની ઉપર બે સાહિત્ય વિલાસી ગૃહસ્થો રહેતા હતા. પણ તે સાહિત્યના અભ્યાસમાંજ હાચી પચી રહેતા ન્હોતા. પહેલે માળે એક ફોટોગ્રાફર પણ રહેતો હતો. ત્રીજા માળ પર ભાડા વધારે હતા અને ત્યાં એક બ્રીફલેસ બેરીસ્ટર અને દરદી વિનાનો ડોકટર રહેતો હતો. ઉનાળાની રૂતુ હોવાથી મેનકા પોતાની બારી ખુલ્લી રાખી ભરવા ગુંથવાનું કામ લઇ બેસતી અને તેને લીધે પેલી જુવાન દેખાવાના વલખા મારતી સ્ત્રીએ વાત ઉરાડી કે તેની નવી પાડોશણ તદન નિર્લજ્જ છે અને તે અમર્યાદિત પોષાક પહેરે છે.

પણ મેનકાના "નિર્લજ્જ" વચનો જોઇને પુરૂષો તેના પરથી ઓવરાઇ પોવરાઇ ગયા. તેઓ તેની સુંદરતાને સાતમા આસમાન પર ચઢાવવા લાગ્યા અને આ રંગીલી દરજણ જેવીજ તેઓની સ્ત્રીઓ ખુબસુરત હોય એમ ઇચ્છવા લાગ્યાં. દરેક માળા પર મરદોમાં નીચે મુજબ વાત થવા લાગી:

"પેલી નવી ભાડુત તમે જોઇ કે?"

"હા, મને તેને જોઇને કોઇ ફાંકડી નાચનારી યાદ આવે છે."

"મેં આજે તેને ગુલાબના છોડને પાણી પાતી જોઇ! આહ! શું છટા? શું લાવણ્ય? કેવી હંસગતિની ચાલ? તેને જોતાંજ હું પાગલ થઇ ગયો છું. હું જરૂર તેની સાથે પીછાન પાડીશ."

"હું પણ તેનો મિત્ર થઇશ."

"અને હું પણ એ ગુલાબ પરીનો ફોટો લેવાને બ્હાને તેની મૈત્રી સાંધીશ—" ફોટોગ્રાફરે કહ્યું; "આહ! એ જો રેશમી ઘાઘરા સાથે પડાવે તો એનો ફોટો એવો સુંદર થાય—"

# પ્રકરણ ૭ મું.

## સુંદરદાસ.

એજ માળામાં એક એવો ગૃહસ્થ રહેતો હતો કે જે મેનકાના ગુણગાન ગાતો ન્હોતો, તેનું નામ સુંદરદાસ હતું. તે શ્રીમંત અને કસરી હતો, તેની ઉમ્મર પચાસ વરસની હતી પણ બાંધો મજબુત હાથી તે ચાલીસ વરસનોજ લાગતો, દેખાવે સુંદર હોવા સાથે કંઇક સંયમી અને પોતાની જાતને "ખાનદાન" માનનારો હતો. પોતાના શરીરની પુષ્કળ સંભાળ રાખતો અને તેથી અત્યાર સુધી કોઈ ખુબસુરત બલા તેને ખાઇ ગઇ ન્હોતી. તે એવી ડંફાસ મારતો "મેં સ્ત્રીઓની પાછળ કદિ પૈસાની બરબાદી કરી નથી. રમણીને હીરા મોતીની ભેટ આપી નથી. બહુ થાય તો કોઇને ખવડાવું પીવડાવું નાટકમાં લઇ જાઉં કે જેથી મને પણ મોજ મળે અને મારી પરીઓને જોઇ મને પણ ભાગ્યશાળી સમજે."

"દોસ્તો!—" તે પોતાના મિત્રોને સલાહ આપતો; "મારા અનુભવ પરથી હું કહું છું કે જે માણસ સ્ત્રીની પાછળ પાણી પેઠે પૈસા વેરે છે તેને તે સ્ત્રી કદિ ચાહતી નથી. તમે તમારી માશુક પર જેટલી બેદરકારી બતાવશો તેટલી તે તમારી પાછળ મરી પડશે! પણ જો તમે તેને જોઇને લટ્ટુ થઇ ગયા તો મુઆ ઠાર! તમારેજ પૈસે મોજ કરીને તે તમારી પાછળથી મશ્કરી કરશે અને એમ થાય તેમાં કંઇ નવાઇ નથી."

"પણ સુંદરદાસ !–" તેનો મિત્ર જવાબમાં કહેતો; "માશુકને ભેટ આપવાનો આનંદ તમે કદિ અનુભવ્યો છે? તમે કોઇને બંગડીની જોડ અથવા તેની કોઇ માનીતી ચીજ આપો ત્યારે તે આભારથી મધુરૂં સ્મિત કરે છે તેની લહેજ્જત કમતી છે ?"

"આભારભર્યું સ્મિત! ધુળ ને ભમાસા! તે તમારી ભેટ જોઇ હસે છે—તમને જોઇને નહિ. જો ખરી મોજ કરવી હોય તો માશુક તો શ્રીમંતજ શોધવી જોઇએ."

સુંદરદાસ મેનકાના દિવાનખાનાની સામેના દિવાનખાનામાં રહેતો હતો અને કોઇકવાર પોતાના રૂમમાંથી તે ચાલીમાંથી પસાર થતા માણુસો પર નજર ફેંકતો; મોટે ભાગે તેના દ્વાર બંધજ રહેતા. આવા સંજોગોમાં તેને તેના નોકરે ખબર આપી કે તેની સામે એક ફાંકડી ફીતુરી રહેવા આવી છે.

"એ કઇ જાતની છે ?" સુંદરદાસે પુછ્યું.

"દરજણુ–" નોકરે જવાબ આપ્યો.

તેનો નોકર બીજો આંખ હસીને બોલ્યો; "શેઠ! દરજણુ હોય કે વાણીયણુ હોય પણ ખુબસુરતી તે ખુબસુરતી!—"

"નહિ, નહિ, હું સુંદર રમણી પસંદ કરતો નથી. મને તો ચારિત્ર્યશીલ સ્ત્રી પસંદ છે. તેનામાં વ્યકિતત્વ, આકર્ષણુ અને લાવણ્ય હોવાં જોઇએ. મારી ભાવના બહુ ઉંચી છે બીખા! પણ આ અબલા કેવી છે? તેની ઉમ્મર કેવડી છે?"

" અઢાર વીસ વર્ષની શેઠ! તેના રૂપની તો વાતજ શું કહું? તેની આંખો કાળી કાળી ભમ્મર જેવી છે અને-અને—"

" સમજયો! સમજયો! પછી!—"

" તેના ગુલાબી ગાલ તો કેની શેઠ! જાણે નાજુક ગુલાબની પાંખડી! દાંત સફેદ દુધ જેવા ને પેલા કવિઓની ભાષામાં બોલું તો દાડમ કલિ જેવા! તેનું હાસ્ય—"

" એ કોઇ ગામડાની ગોરી લાગે છે?"

" નહિ રે શેઠ! મને તો પુરી મુંબઇગરી અથવા સુરતણ લાગે છે! તમે તેને જોજો તો ખરા! તે હંમેશાં બારીબારણાં ખુલ્લા રાખે છે. મેં તો તેનો પલંગ પણ જોયો છે—"

" એમ? બદમાસ આટલી વારમાં તું આટલું બધું જાણી ગયો? ઠીક છે, હું કોઇવાર ડોકીયું કરી જોઇશ"

" હમણાંજ જુઓને સાહેબ!"

" ઠીક છે, પણ જો! તે મારે મન પસંદ ન નીકળી તો તારો કાન ચીમટીશ, સમજ્યો?"

સુંદરદાસ બહારથી ગમે તેવો દંભ કરતો; પણ સુંદર રમણીઓને જોઇ ને પાણી પાણી થઇ જતો. આખી જીંદગીમાં તેણે અનેક બાઓને ફસાવી હતી અને તે નિરોગી હોવા સાથે શ્રીમંત હોવાથી તેને ઘણી જગાએ વિજય મળ્યો હતો, હવે તે ઉમ્મરે પુગ્યો હતો અને હવે કોઇ

જવાન પંખેરાને રાજી કરતાં વધુ પ્રયાસ અને વધુ ધીરજની જરૂર પડશે તે તે જાણતો હતો. તે કોઇ રમણીને જાળમાં ફસાવવા માગતો હોય ત્યારે બહારથી તે સમ્પુર્ણ બેદરકારી બતાવતો. આ તેની બાજીનો પહેલો દાવ હતો. આથી મેનકાને જોવા માટે બારણું ઉઘાડી તે જાણે બીજી દિશાએજ જોતો હોય તેમ જોઇ રહયો અને પછી આકસ્મિક રીતે નજર પડી હોય તેમ તેણે મેનકાના રૂમમાં આંખ ફેરવી.

મેનકા એક સોફાપર બેસી સીવતી હતી. તે ભલભલાં ઋષી મુનીને ચળાવે એવાં સુંદર વસ્ત્રો પહેરી બેઠી હતી. સીવતાં સીવતાં તેની નજર સુંદરદાસ પર પડી પણ તેથી તે શરમાઇ નહિ. ઉલટું તે સુંદરદાસ તરફ સ્થિર નજરે જોઇ રહી અને પછી પાછી સીવવા લાગી.

"નાખી દેવા જેવી તો નથી ! છે તો મોહક; પણ એવી તો મેં સેંકડો જોઇ છે. ખાસ આકર્ષણ જેવું કંઇ નથી. એને જોઇને હું પાગલ થાઉં તેમ નથી." તે બબડયો. તેણે મેનકાને સોફાપર બેઠેલી જોઇ હતી. અચાનક કંઇ કામસર ઉભી થઇ દિવાનખાનામાં આમતેમ ફરવા લાગી. સુંદરદાસે તેની ગજગામિની ચાલ જોઇ—તેની લાંબી ગરદનનો મરોડ જોયો તેના કાળા રેશમી વાળોનો મોહક અંબોડો જોયો, અને તેના ટુંકા ઘાઘરાને લીધે દેખાતા મોહક પગ પણ જોયા ! હવે તે પાગલ થયો અને એકદમ બબડી ઉઠયો:

"ઓતુતારી ! આ તો કોઇ ઉર્વશી લાગે છે ? શું મોહકતા ! કેવા સુંદર પગ ? શું ચાલવાની છટા ? એને જોઇને મને "મેગદુત"

ની કડીઓ યાદ આવી જાય છે:

શ્યામા રૂપે નહિ ઉંચી નીચી કુટડાં ગાત્રવાળી..."............
નીવિગ્રંથિ છુટી થઈ જતાં રાગથી કામીઓ જ્યાં
ખેંચી લેતા ચપળ કરથી ચીર બિંબાધરાના
ફૂંકે મુષ્ટિ કુમ કુમ ભરી.....................

"કેમ શેઠ! મારી વાત ખરી છેને?" બીજો પોતાના શેઠને તાનમાં જોઈ બોલ્યો.

"ચુપ રહે!" તેનો શેઠ મેનકાપરની નજર ખસેડયા વિનાજ બોલ્યો: "મેં આવી રતિ જેવી સુંદરી મારી જીંદગીમાં કદી જોઇ નથી. આહ! એના ભરાઉ વક્ષસ્થલ! એના કદળી સ્થંભ જેવા નાજુક..."

"મારી નાખ્યા શેઠ!—"

"ચુપ રહો! એ મારા તરફ જુએ છે."

ખરેખર, આ સમયે મેનકા અને સુંદરદાસની આંખો મળી. મેનકાએ અજ્ઞેય સ્મિત કર્યું. સુંદરદાસે જરા માથું નમાવી નમન કર્યું અને તરતજ તે દિવાનખાનામાં ચાલ્યો ગયો.

"આ રમણીના જીગર પર ઘેરો ઘાલવો પડશે. પણ દીકરા સુંદર! બહુ ઉતાવળ ના કરતો. જો તું એની પાછળ પાગલ થયો છે, એવી એને ખબર પડી જશે તો એ મોંઘી થઇ જશે. સંભાળીને બાજી ખેલશે તો આ ગુલાબની કલિ તારીજ છે." તે મનમાં વિચાર કરવા લાગ્યો.

# પ્રકરણ ૮ મું.

## પહેલું પગથીયું.

સુંદરદાસ એમ માનતો હતો કે અંતે જીત તેનીજ છે. આ સમયે બીજા ચાલીમાંના બીજા યુવાનો મેનકાનું ધ્યાન ખેંચવાના વિધવિધ પ્રયત્ન કરી રહ્યા હતા. એક સાહિત્ય વિલાસીએ તેના પર કાવ્ય જોડીને મેનકાને ઉર્વશીની ઉપમા આપી હતી અને પોતે પુરૂરવા બની ગયો હતો! હશે. કોઇ સુંદરીના ગાલની લાલી પર કે વાળની લટ પર બે ચાર લીટી જોડી કાઢવામાં કંઇ હાનિ નથી. યુવાન ફોટોગ્રાફર હજુ આશામાંજ બેઠો હતો અને પેલો ડાકટર મેનકા જરા માંદી પડે અને તેની દવા લેવા આવે તે માટે તેને બીમાર પાડવા માટે દોરા ધાગા કરી રહયો હતો! એક સંસારી પુરૂષ પોતાના બારણામાં ઉભો રહી ગાડાની પેઠે બે આંગળી હોઠપર મુકી મેનકા તરફ ચુંબનો ફેંકતો હતો અને એક પંચાવન વર્ષનો કુંવારો મેનકાના પુરેપુરા દર્શન કરવા માટે વારંવાર ચાલીમાં આવીને તેના દિવાનખાનામાં ડોકીયા કર્યા કરતો.

આ બોકોના આવા પાગલ વેડા જોઇને પેલી જુવાન દેખાવા માટે પફ પાઉડરનો છુટથી ઉપયોગ કરતી બી બળી મરતી. તે જેમ તેમ હસીને કોઇ નોકરડીને કહેતી; "જો તો ખરી! આ મરદો કેવા ગધેડા છે?" પણ જો મેનકાને બદલે ભૂલથી કોઇ પુરૂષ તેના તરફ નજર ફેંકતો તો તે મલકાઇ મલકાઇ જતી.

સુંદરદાસ બીજાના જેવો મુર્ખ બન્યો ન્હોતો. તે ખાનદાની અદાથીજ મેનકાને નમન કરતો અને તેમ કરીને એમ બતાવવા માગતો કે તે મેનકા પર પાગલ થાય એવો નથી. મેનકા તેના નમનના જવાબમાં એવું મીઠું હસતી કે પેલો કવિ અને બીજાઓ છતી જીંદગીએ મરવા પડતા.

ભીખાએ પોતાના શેઠના પ્રેમની "ટેન્પરેચર" વધતી જાય છે તે જોઇ લીધું હતું એટલે તેણે સુંદરદાસને કહ્યું કે! "પેલો રામદાસ તમારી પરીને જીતી જવાનો; કેમકે આજે તેણે ભેટ મોકલેલા ગુલાબના ફુલ મેનકાએ હસીને સ્વીકારી લીધા—"

"શું?" સુંદરદાસ બરાડયો! "પેલો વાંદરો રામદાસ? તે કોઇ દહાડો પોતાનું ડાચું આયનામાં જુવે છે કે?"

"રોજ જુએ છે, સાહેબ!"

"તેને નથી લાગતું કે તે વાંદરા જેવો લાગે છે?"

"હા સાહેબ!"

"તું એમ કહેવા માગે છે કે તેના પર મેનકા—"

"હું કંઇ જાણતો નથી સાહેબ! હું તો એટલુંજ જાણું છું કે તેણે આજે ગુલાબના ફુલ મોકલ્યા અને સાથે પણ વેણી મોકલી..."

"બદમાશ!"

" અને મેનકા એ ફુલો જોઇ પ્રસન્ન થઇ છે."

સુંદરદાસે બારણું ઉઘાડી મેનકાના દિવાનખાનામાં નજર નાખી ખરેખર, તેના રાઉંડ ટેબલ પર મનોહર ફુલો પડયા હતા. મેનકાના મોહક અંબોડામાં શ્વેત વેણી શોભતી હતી.

અને રામદાસ પોતાની ખોલી આગળ ઉભો રહી ગણુગણુતો હતો:
" મધુરા મુલ્ય ઓ પ્યારા ! પ્રિયાને રીઝવી આવો—"

" બદ્રંગો ! બદમાસ ! મારે આ રમત આગળ વધવા દેવી ન જોઇએ. " આટલું બબડી તે ઘરમાં ગયો અને ભીખાને બોલાવી કહ્યું : " ભીખા ! "

" જી સાહેબ ! "

"તારે આજે મેનકા સાથે જવાનું છે. જોજે ! તેની સાથે ઘણાજ વિવેકથી વર્તજે અને કહેજે કે હું તેને થોડું કામ આપવા માગું છું. એમ કહેજે કે મારે ડઝન ખમીશ સીવડાવવા છે અને કઇ ફેશનના ખમીશ સીવવા તેની સમજણ હું જાતે આપવા માગું છું માટે તેને અહિં આવવાની વિનંતી કરજે. જો, આપણને ખમીશ તો જોઇતાજ નથી. પણ તું બહુ માનથી વર્તજે હો ! એવા વર્તનથી બૈરાઓ ફુલી જાય છે ! "

"વારૂ સાહેબ ! પણ તમારે ફુલ મોકલવા—"

"નહિ. નહિ. શું તું મને પેલા વાંદરાની નકલ કરવાની સલાહ આપવા માગે છે? નહિં હું આવી નજીવી બાબદમાં મારા જાતિ દેખાવથી–મારા પ્રતિભાશાલી વ્યક્તિત્વથીજ જીત મેળવું છું. જા, એને જઈને કહેજે કે તે ગમે તે વખતે આવશે તો ચાલશે. હું ઘરમાંજ છું."

રામદાસે વેણી મોકલ્યા પછી બધા પુરૂષોને શુર ફુટયું હતું. પેલા સહિત્ય વિલાસીએ મેનકા પર જોડેલી કવિતા તેના પર મોકલી. ફોટોગ્રાફરે સીનેમાના નટનટીઓના ફોટોઝ મોકલ્યા, ચિત્રકારે એક સુંદર ચિત્ર મોકલી મેનકાનું ઓઈલપેન્ટ ચિત્ર પાડવાની તઈયારી બતાવી અને ડોકટરે મેનકાને ઇન્ફ્લ્યુએન્ઝા ન થાય તે માટે "યુકેલીપટસ ઓઇલ" ની બાટલી મોકલી. પેલા પંચાવન વર્ષના કુંવારા ગૃહસ્થે કિંમતી સુકો મેવો મોકલી આપ્યો. આ બધી ભેટો મેનકા પાસે લઇ જવાની ફરજ તેની ધાટણ બજાવતી હતી મેનકા એ બધા ભેટો સ્મિત સાથે સ્વીકારી લીધી ત્યારે ગંગુબાઇએ પુછયું: "બાઇ, એ લોકોલા કાઇ સાંગુ?"

"સાંગ કિ હું તેઓનો આભાર માનું છું."

"બસ? એ બિચારા તમને મળવા માગે છે."

"એ લોકોને કહેજે કે હું તેઓની ભેટ આભાર સાથે સ્વીકારૂં છું. પણ હું તેમને મળવા માગતી નથી તેથી કોઇએ પોતાના પગને તસ્દી આપવી નહિ."

"બાપરે ! આ બૈરી તો જબરી લાગે છે !" ગંગુ બહાર નીકળી
ર કરવા લાગી. એવામાં સુંદરદાસનો નોકર તેની પાસેથી પસાર
મેનકા પાસે જઇ ઉભો.

"બાઇ ! મને મારા શેઠ સુંદરદાસ સામેના "બ્લોક" માં રહે છે
જાણતા હશો કે શેઠ બસો રૂપીઆ તો ભાડું ભરે છે. મારા શેઠ
જ પૈસાવાળા છે. તે ધારે તો ઘરની ગાડીમાં ફરે પણ એવો
ી ઠાઠ તેમને પસંદ નથી...ભીખો પોતાના શેઠની વકીલાત
બોલ્યો.

મેનકા ખડખડ હસીને બોલીઃ "તારા શેઠને ગાડી ઘોડે ફરવું
છે કે નહિ તેની મને શી પરવા? શું આવી ઉલ્લુ જેવી
કરવા તને તારા શેઠે મોકલ્યો છે?"

ભીખો જરા ચાટ પડયો. નહિ, નહિ, બાઇ સાહેબ ! મારા શેઠ
ક ખમીશ સીવાડવા માગે છે તેથી તમે જરા ત્યાં આવી જજો."

"તારા શેઠને કહેજે–" મેનકા અભિમાનથી બોલીઃ "કે પર
ના રૂમમાં આવવાની મને ટેવ નથી..."

"પણ બાઇ સાહેબ ! એમાં ખોટું શું છે? ઘણાં, મોટા ખાંસ-
બાઇઓ મારા શેઠને મળવા આવે છે !"

"હશે. તારા શેઠને સ્વર્ગની પરીઓ પણ મળવા આવતી હશે;
હું તેને મળવા જવાની નથી સમજ્યો? જા, તારા શેઠને કહેજે

મને મળવાની મરજી હોય તો મારે ત્યાં આવે. તે ગાડીમાં આવે પગે ચાલીને તેની મને દરકાર નથી." મેનકાએ છેવટનો જવાબ પ્યો અને ભીખો કંઇક વ્હીલે મોડે ચાલ્યો ગયો.

"કેમ ભીખા! એણે શું કહ્યું?"

"અરે! શેઠ! એણે તો અહિં આવવાની સાફ ના પાડી. કહ્યું કે તારા શેઠની મને મળવાની મરજી હોય તો મારે ત્યાં વે—" ભીખાએ જવાબ આપ્યો.

"એ...મ? આ શરીફ બદમાશ પોતાની જાતને ખાનદાની ાવવા માગે છે! શું તે એમ સમજે છે કે બધાના દેખતાં હું સામાન્ય દરજ્જાને મળવા જઇશ?...પણ કંઇ ફીકર નહિ. ા ચારિત્ર્ય પર શક લાવવાની કોઇનામાં મગદૂર નથી. હું રાતની તે કોઇ ન જુએ તેમ તેને મળી આવીશ." સુંદરદાસ તરંગ વવા લાગ્યો.

મહાન અંગ્રેજ લેખક રેનોલ્ડસ કૃત મહાન પુસ્તક.

# લંડન-રાજ રહસ્ય

અથવા

## મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.

સચીત્ર.

૧૨ ભાગમાં સંપુર્ણ.

**દરેક ભાગના ૧૪ આના.**

તમો ફકત એક ભાગ તો જરૂર વાંચી જુઓ.

**૧૨ ભાગના સેટના રૂ. ૧૦.**

**જુજ સેટ સીલીકમાં છે.**

# પ્રકરણ ૯ મું.

## હું તમને ચાહું છું.

રાતે દશ વાગ્યાને સુમારે સુંદરદાસ ચુપચુપ બીલાડીની પેઠે ...કાના રૂમ પાસે ગયો. ગલીમાં અંધારૂં હતું. અને કોઇનો ... અવાજ સંભળાતો ન્હોતો. મેનકાના દિવાનખાના સુધી જતાં ... કોઇ મળ્યું નહિ તેથી તેને આનંદ થયો.

"પ્રેમનો સમયજ રાત્રી છે." તે મનમાં બબડયો: "રાતની ...તે સ્ત્રીઓના હ્રદયો કોમળ થાય છે. અને તેના કાન પ્રેમની ...ી વાત સાંભળવાને આતુર રહે છે.

તેણે ધીમે ધીમે મેનકાનું બારણું ઠોકયું.

"કોણ છે?" ધીમો અવાજ આવ્યો.

"જેને તમે આવવાની રજા આપી છે અને જે તમને ...વાને આતુર થઇ રહયો છે તે તમારો દાસ! ખોલો, મિસ મેનકા! ...લો—"

"હું રાતે કોઇને મળતી નથી. કાલે સવારે આવજો."

"પણ હું તમારો પાડોશી સુંદરદાસ છું. મારો નોકર તમને ...ારે મળી ગયો હતો. હું કેમ આવ્યો છું તે તમે જાણો છો.

"હા. પણ હું દિલગીર છું."

"તમે મને ચોર જેવો ગણો છો, મેનકા!"

"તમે ચોર પણ હો સાહેબ! કદાચ ચોર કરતાં પણ વધુ ભયંકર હો! સાહેબજી!" મેનકા અંદરથીજ બોલી.

સુંદરદાસ ચાટ પડયો. પણ હિમ્મત હાર્યો નહિ. પોતાના ઓરડામાં જઇ તેણે વિચાર કર્યો: "મારા જેવો શ્રીમંત માણસ મેનકા પર મોહી પડયો છે એ વાત આખી દુનિઆને જણાવી મેનકા મલકાવા માંગે છે. ઠીક છે. હું કાલે બપોરે બાર વાગે એને મળવા જઇશ."

બીજે દિને બરાબર બાર વાગે તે મેનકાને ત્યાં ગયો. એક શ્રીમંત ગરીબને મળવા જઇને જાણે મહાન ઉપકાર કરતો હોય એવા દમામ સાથે મેનકાના રૂમમાં તે દાખલ થયો. પણ મેનકા પણ તેટલાજ ગૌરવવાળી હતી. તેણે તેને એક રાણીની પેઠે એક ખુરશી પર બેસવાનો ઇસારો કર્યો અને પોતે સોફા પર બેસી રહી. સુંદરદાસે જરા હસીને પોતાના સુંદર દાંત બતાવી કહ્યું.

"તમે મને મળવા શા માટે ન આવ્યા? રાતે પણ તમે મને મળવાની શા માટે ના પાડી? ખરેખર, મિસ મેનકા! તમારૂં આવું વર્તન જોઇ મને લાગે છે કે તમે અનુભવી અને દુનિયા ખાધેલ છો." કહી તે ખંધુ હસ્યો.

"હું મને ગમે તે પ્રમાણેજ વર્તું છું. વળી મારી સલામતી શામાં છે તે પણ હું જાણું છું. લોકો મારે માટે શું ધારે છે

ાની મને દરકાર નથી." મેનકાએ ઠંડે સ્વરે જવાબ આપ્યો.

સુંદરદાસે હવે માનથી વાત કરવાનો ઠરાવ કર્યો.

"તમે નારાજ ના થાઓ! તમે વગર કારણે મારા તરફ ૂર થયાં છો. હું તમારો મિત્ર થવા માંગુ છું."

"તમારો આભાર સાહેબ! પણ હું પ્રથમથીજ કહી ચુકી છું ઃ આપણે મિત્ર થઇ શકીએ એમ નથી."

"કારણ?"

"કારણ કે આપણી વચ્ચે શ્રીમંતાઇ અને ગરીબીનું મોટું ંતર છે."

"આહ! એવા અંતર સહેલાઇથી કાપી શકાય છે. જો ીમંત પુરૂષ જાણે કે તેની ગરીબ સખી લાવણ્યવંતી છે......"

મેનકા હસી.

"તમે મને એજ કહેવા આવ્યા છો ને?"

"હાસ્તો! હું શા માટે ના પાડું? હું ખાલી ભમણાંમાં ાથા ખાતો નથી. તમને ચાહવામાં કંઇજ પાપ નથી. હું કુંવારો ં. અને તમને જોયાં ત્યારથીજ તમારા પર મોહી પડયો છું."

મેનકા ખડખડ. હસી પડી. સુંદરદાસ પોતાનો પ્રેમ પ્રગટ રી કંઇક અટકચાળું કરવાની અણી પર હતો. તે આ ખડખડાટ ાસ્ય સાંભળી અવાક થઇ ગયો. મેનકા હસતીજ રહી.

"તમને આવા આનંદી જોઈ મને હર્ષ થાય છે! કદાચ મારા પવિત્ર પ્રેમનું પ્રદર્શન જોઈને તમને હસવું આવ્યું હશે! મેનકા! મેં તમારા પર ફુલોના હાર કે બીજી કોઈ ભેટ મોકલી નથી એ વાત ખરી છે. કદાચ મેં બીજાઓની નકલ કરીને કંઈ ભેટ મોકલી હોત તો તમે આમ હસત નહિ."

"સાહેબ! કોઈ ભલા માણસની સુંદર ભેટ હસવા લાયક નથી હોતી."

"તમે મારા પ્રેમનો શો જવાબ આપો છો?" કહી સુંદરદાસે મેનકાની નજીક ખુરસી ખેંચી.

"મને માફ કરો. પણ તમે મને હસતી ન જોઈ?"

"ત્યારે તમે મારી વાતને મજાક સમજો છો? હું કસમથી કહું છું કે હું તમને જાનો જીગરથી ચાહું છું: પ્રેમને પેદા થતાં વાર લાગતી નથી. પુરૂષ સ્ત્રીને જુએ છે અને જોતાંને વાર સમજી જાય છે કે આજ સ્ત્રીની તેને જરૂર છે. તે તરતજ તેના પ્રેમનો ભોગી થવા માંગે છે. નહિ તો કદિ નામ દેતો નથી. મરદોને માટે પ્રેમ વીજળી જેવી વસ્તુ છે. એક સુંદર છોકરી તરફ એકજ નીગાહ અને પુરૂષ મોહબ્બતના શરથી વીંધાઈ ગયેલોજ સમજો!"

"એમ કે?" મને એ વાતની ખબરંજ ન્હોતી? હવે કહો, અમે સ્ત્રી પર વીજળીક અસર શાથી થતી હશે?"

"અમને જોયાથી..." કહી સુંદરદાસે છાતી આગળ કાઢી, મુછ મરડી અને પોતાની ખુરસી મેનકાની વધુ પાસે ખસેડી, મેનકા સોફાપર જરા દુર જઇ બેઠી ને બોલી: "કોઇ આપણને છેક નજીક બેઠેલા જુએ તે મને પસંદ નથી."

"તો પછી તમે આખો દહાડો બારી બારણાં ખુલ્લાં શા માટે રાખો છો? હું બારણા બંધ કરૂં. પછી આપણે નિરાંતે વાત કરીશું."

"નહિ." મેનકાના સ્વરમાં સત્તા આવી: "મને ઠંડો પવન ગમે છે. વળી બંધ બારણે તમારી સાથે મને જોવાથી લોકો ગમે તેવી વાત કરશે."

"લોકો ગમે તે વાત કરે તેથી શું થયું?"

"એમ કે? તમારે માટે ગમે તેવી વાત થાય તો?"

"તમે ઘણાંજ દયાહીન છો."

"નહિ. હું ઘણીજ માયાળુ છું. મરદોને મળવાનો મારો નિયમ ન હોવા છતાં મેં તમને અહિં બેસવા દીધા તે માટે તમારે આભારી થવું જોઇએ."

"હું તમારો ઘણો-ઘણોજ આભારી છું મેનકા! પણ-પણ તમે મારા પ્રેમનો જરા વધુ જવાબ આપો......"

"પણ તમારા જેટલી ઝડપથી મારામાં વીજળી પેદા થતી નથી સમજ્યા!"

"આહ ! લુચ્ચી ! "

"તમે કહો છો કે તમે મને ચાહો છો. પણ હજુ તમે મને તેની એક પણ સાબીતી આપી નથી."

"સાબીતી ? તમને સાબીતી જોઇએ છે ?"

"હા. કડવા અનુભવ પરથી હું છાશ પણ ફુંકી ફુંકીને પીઉં છું."

"પણ મેં તમને મારા પ્રેમની ઘણી સાબીતી આપી છે. મારા જેવો આબરૂ દરજ્જાવાળો માણુસ તમારા જેવી એક સામાન્ય દરજણને મળવા ધોળે દહાડે આવે..."

"તમે એમ કહેવા માગો છો કે તમે મને મળવા આવીને મારા પર મોટો ઉપકાર કર્યો છે ? " મેનકાની આંખો લાલ થઇ.

"ઓહ ! તમને મારી કોઇજ વાત ગમતી નથી. મેનકા ! હું તમારૂં અપમાન કરવા માગતો નથી. તમને મારે કેમ રાજી કરવા ? ચાલો, આપણે કંઇ બીજીજ વાત કરીએ. તમે મુંબઇમાં ઘણા વખતથી રહો છો ? તમે મુંબઇના છો ? "

"નહિ. હું કાઠિઆવાડી છું. મુંબઇમાં મહિના દોઢ મહિના-થીજ આવી છું."

"તમે એકલાંજ આવ્યાં હતાં ? "

"હા. મારી મા અને બહેનની રજા લઇને હું મુંબઇમાં કમાવા આવી છું."

"પણ મુંબઇમાં જો તમે એકલા સીવણ ભરતનુંજ કામ કરશો તો તમે શું કમાશો? તમારા કોઇ શ્રીમંત મિત્રો છે?"

"નહિ. હું જે કરવા માગું છું તેમાં મને કોઇની મદદની જરૂર નથી."

સુંદરદાસને ફરી વાતનો વિષય બદલવાની જરૂર જણાઇ: "તમને નાટક સીનેમા ગમે છે?"

"હા. પણ સ્ત્રીઓ નાટકશાળામાં એકલી જઇ શકતી નથી. અને મારા કોઇ સગા વ્હાલા નથી."

"હું છું ને?" સુંદરદાસ ખુશાલીથી ઉછળી પડયો: "હું તમે કહેશો ત્યાં તમારી સાથે આવીશ. નાટક, સીનેમા, પાલવા, વરલી, તમો કહેશો ત્યાં ફરવીશ."

"મારી પાસે કિંમતી વસ્ત્રો નથી."

"આપણે ગાડીમાં જઇશું."

"પણ ગાડી થીએટરમાં જવાની હતી? લોકો મને સામાન્ય વસ્ત્રોમાં તમારા જેવા શ્રીમંત સાથે જુએ તો તમનેજ માઠું લાગે."

સુંદરદાસ ઉભો થયો અને ઓરડામાં એક બે આંટા મારી બોલ્યો:

"તને કેવાં વસ્ત્રો જોઇએ છે?"

"રેશમની જરી ભરેલી સાડી, તેવુંજ સુંદર બ્લાઉઝ, ઇંગ્લીશ બનાવટના મોહક શુઝ, રેશમી મોજાં......"

મેનકા જેમ જેમ બોલતી ગઇ તેમ તેમ સુંદરદાસને કપાળે પરસેવો વળવા લાગ્યો. તે બારી પાસે ઉભો રહી અચાનક બોલ્યો.

"મને માફ કરજો! નીચે કોઇ મને મળવા આવ્યું લાગે છે!"

"ભલે પધારો..." મેનકા ધિક્કારથી હસી.

સુંદરદાસ ઉતાવળો ઉતાવળો ચાલ્યો ગયો અને પોતાના ઓરડામાં જઇ ભીખાને બોલાવીને તેણે કહ્યું.

"આ સામેવાળા ડાકણનું મારી પાસે કદિ નામ ના દેતો."

# પ્રકરણ ૧૦ મું.
## રેશમી વસ્ત્રો.

સાત દિવસ વહી ગયા. સુંદરદાસે એ સમયમાં મેનકાના બારણાં તરફ નજર સુધ્ધાં ન કરી. તેનું અભિમાન જખમાયું હતું અને તે મેનકાના પ્રેમમાં નિરાશ થવાનો ઢોંગ કરતો હતો. આઠમે દિવસે અચાનક તેની નજર મેનકાપર પડી. તેની છાતી ધડકી અને તેને લાગ્યું કે તે મેનકાને ખુબ ચાહે છે.

"ગમે તેમ હોય પણ એ મને એકલાનેજ મળી હતી એટલે તે મને ચાહતી હોવી જોઇએ. તે મારી સાથે નાટકમાં આવવા માટે કિંમતી વસ્ત્રો માગે છે......પણ મારા સિધ્ધાંત પ્રમાણે હું કોઇ રમણીને ભેટ આપતો નથી છતાં...છતાં...આ રમણી વિના મને ચેન પડતું નથી. રાત્રે મારી ઉંઘ ઉડી જાય છે. આહ! ભલા ભગવાન! મારા જેવા શાણા માણસને પાગલ બનાવવા માટે આ પરીને અહિં શા માટે મોકલી?"

અંતે તેનાથી ના રહેવાયું. તેણે મેનકાને જોઇતી બધી ચીજો ખરીદી અને ભીખા સાથે સાડી, બ્લાઉઝ વિગેરે મોકલી નીચેની ચીઠી લખી:

"આજે રાતે મારી સાથે નાટકમાં આવશો?"

મેનકાએ ભીખા સાથે હકારમાં જવાબ મોકલ્યો. બરાબર સાડા આઠ વાગે અપ-ટુ-ડેટ પોષાકમાં સજ્જ થઇ સુંદરદાસ મેનકાને

ત્યાં ગયો. મેનકા નવી સાડીમાં વિશ્વામિત્રની મેનકા જેવીજ શોભતી હતી.

તેને જોઇને સુંદરદાસનું મગજ સદંતર ગુમ થઇ ગયું: "આ હુરી પર આટલું ફુરબાન છે ! આજે રાતે નાટકશાળામાંથી પાછા ફરતા તે મને નિરાશ કરવાની નથી." આવા વિચાર કરી તે મેનકા સાથે ઘરમાંથી બહાર નીકળ્યો. બધાની નજર તેઓ પર પડી અને દુનીયાદારીના રિવાજ પ્રમાણે ગણુગણાટ શરૂ થયો.

"આહ ! આખરે ભાટીયો સપડાયો !"

ફોટોગ્રાફર બબડ્યો: "મેનકાને મેળવવા માટે તેણે પઇસાનું પાણી કરેલું લાગે છે. એની નવી સાડી જોઇ કે ?"

"હા. પણ સુંદરદાસ બૈરાઓને ખટાવે એવો નથી." બેરીસ્ટરે જવાબ આપ્યો.

"એ બીમારીને રાતે શરદી થઇ જાય તો કેવું સારૂં." ડાકટરે દુઆ ચાહી:

"એને મેં સુંદરદાસ કરતાં સારાં વસ્ત્રો આપ્યા હોત ! હું કવિ છું કવિ !–"

"જવા દો ભાઇ ! બૈરાની જાતનો ભરોસો જ નહિ. આપણે ભેટ આપી આપીને ડાહ્યું વકાસતાજ રહી ગયા.

સુંદરદાસે થીએટર પર જઇ મેનકા સાથે એક આખા બોક્ષમાં

બેસવાની મરજી બતાવી. પણ મેનકાએ તેમ કરવા સાફ ના પાડી. તેણે કહ્યું કે "એરચેસ્ટ્રામાંથીજ નાટક બરાબર જોવાશે અને લોકો મારી "બ્યુટી" પણ જોઇ શકશે."

બંન્ને ખુરસી પર જઇ બેઠાં. સુંદરદાસ પાગલ થયો હતો. તેનું ધ્યાન નાટક પર હતુંજ નહિ. તે તો મેનકાને વશ કરવા માંગતો હતો એટલે તેણે ધીમે સ્વરે મેનકાના કાનમાં પ્રેમનો અર્થહિન લવારો રેડયા કર્યો! અંતે મેનકા કંટાળીને બોલી:

"હું નાટક જોવા આવી છું—તમારૂં નોનસેન્સ સાંભળવા નહિ."

"કેમ ઝટ!" સુંદરદાસ મનમાં બબડયો. "સાળીને કોઇ દિવસ નાટક જોવા મળ્યો એટલે મારી નથી વાત પણ સાંભળતી નથી!"

નાટક પુરો થયો. સુંદરદાસે ટેક્ષી ભાડે કરી. રસ્તામાં મેનકા એ નાટકના નટ નટીઓનીજ વાત કર્યા કીધી. અંતે તેઓ ઘર આગળ ઉતર્યા.

"હવે મારી વારી આવી..." ભાડું ચુકાવી દાદર ચઢતાં સુંદરદાસ વિચાર કરવા લાગ્યો. દાદર પાસેજ તેનું દિવાનખાનું હતું. ત્યાં જતાંજ મેનકા તેને "સાહેબજી" કહી ચાલી જવા લાગી.

"શું? સાહેબજી? મેનકા! હજુ તો એક વાગ્યો છે; આપણે થોડીવાર વાત કરીએ."

"નહિ, જો તમારે મળવું હોય તો કાલે દિવસના વખતમાં આવજો." કહી તે પોતાના રૂમમાં દાખલ થઇ.

"શું એ મને મુરખ બનાવતી હશે?" સુંદરદાસ વિચારમાં પડયો: "નહિ. નહિ. એ મને ચાહે છે. અમે સાથે નાટકમાં ગયા હતા તેથી કદાચ અમને જોનારો કોઇ બાકુનો છુપાયા હશે તેઓને લીધે એ ડરતી હશે. હા–હા–હા! કેવી હુશીઆર છે? હું અરધા કલાક પછી જઇશ ત્યારે બારણું ઉઘાડાજ હશે!"

અરધા કલાક પછી તે ચોરની પેઠે મેનકાના દ્વાર પાસે ગયો. પણ દ્વાર બંધ હતા. તે અજબ થયો, ગુસ્સે પણ થયો. તેણે બારણા પર ધીમા ટકોરા માર્યા, પણ કંઇ જવાબ ન મળ્યો.

"મેનકા! મેનકા! પ્રભુને ખાતર ઉઘાડ." તે કરગર્યો પણ ઓરડામાંથી કંઇજ જવાબ ન મળ્યો. ઉલટું બાજુની રૂમમાં અંધારામાં સંતાઇ રહેલા ટીખળીઓ ખડખડાટ હસી પડયા. પેલા કવિને કવિતા સ્ફુરી આવી:

જીગર તલસે, હ્રદય સળગે

ઉઘાડો દ્વાર વ્હાલી રે!

તમારે આંગણે ઉભો

ફકીર આ પ્રેમ આલમનો...

આ સુરીબાણી કવિતાથી બીજાઓ ખુબ હસ્યા. પણ સુંદરદાસ "આઠ નંબર વન" થઇ પોતાના રૂમમાં ભરાઇ ગયો.

# પ્રકરણ ૧૧ મું.

## હીરાનો બુચ.

સુંદરદાસ રહવારે વહેલો ઉઠયો. રાતે તેને બીલકુલ ઉંઘ આવી ન્હોતી. મેનકાએ રાતની વખતે તેને પોતાના રૂમમાં આવવા ન દીધો તે માટે તે સખત ગુસ્સે થયો હતો અને મેનકા પાસે આ અપમાનનો ખુલાશો માગવાનો તેનો વિચાર હતો. આઠ વાગે તેણે નાહી ધોઇને અરધો કલાક આયના સામે ઉભા રહી કપડાં પહેર્યા; તેની આંખો લાલ થઇ હતી અને મ્હોં ઉતરી ગયું હતું.

"આ ઠીક છે. મને ગમગીન જોઇને એને દયા આવશે." તે ગયો મેનકાએ તેને હસીને આવકાર આપ્યો. અને સુંદરદાસ ખુરશી પર બેઠા પછી જાણે કંઇજ ન બન્યું હોય તેમ વાત કરવા લાગી.

"તમને નાટક કેવો લાગ્યો ?"

"હું નાટકની ચર્ચા કરવા આવ્યો નથી."

"તો બીજી વાત કરો." મેનકા હસી. સુંદરદાસ વધુ ખીજવાયો.

"તમે કુંભકરણની પેઠે ઉંઘો છો."

"એ વળી કોણે કહ્યું ? હું તો જરાક અવાજ થતાં જાગી ઉઠું છું."

"એમ ! ત્યારે કાલે રાતે મેં તમારા બારણા પર ટકોરા માર્યા તે તમે ન્હોતા સાંભળ્યા ?"

'કોણ કહે છે કે મેં ન્હોતા સાંભળ્યા ? તમે ઘણી વાર ટકોરા માર્યા હતા તે હું જાણું છું."

"ત્યારે તમે બારણું કેમ ન ઉઘાડયું?"

"તમને ખબર તો છે કે હું મધરાતે કોઇને મળતી નથી. આ સવાલ તમારે પૂછવોજ ન જોઇએ."

"જો તમે બારણાં ઉઘાડયા હોત તો વધુવાર તમારે ટકોરા સંભળવા પડત નહિ."

"મેં તમને જવાબ ન આપ્યો એટલે તમારે ચાલી જવું જોઇતું હતું."

"મેનકા! આવી કીંમતી ભેટો આપ્યા પછી મને તારા રૂમમાં દાખલ થવાનો હક્ક હતો."

મેનકા એકદમ ઉભી થઇ. તેની આંખમાંથી અગ્નિ ખરવા લાગ્યો. તેણે સુંદરદાસ તરફ એવી ધિક્કાર ભરી નજરે જોયું કે તે પળભર આભોજ બની ગયો.

"હક્ક? તમારો હક્ક?" ગુસ્સાથી રાતી પીળી થઇ મેનકા બોલીઃ "તમે કયે મ્હોડે હક્કની વાત કરો છો? મને એમ થાય છે કે અત્યારેને અત્યારે બધાની નજર સામે અહિંથી કાળું કરી જવાનો તમને હુકમ કરૂ. તમે એમ સમજો છો કે તમે મને થોડાક ચીંથરા આપ્યા તેથી તમે મારા રાજા થઇ ગયા? તમે એક ચીંથરા જેવી સાડી ભેટ આપી તેમાં તમે શી ધાડ મારી? તમે એમ માનતા હશો કે તમારા ચીંથરા જોઇ મેનકા તમારી રખાત બનશે. ધિક્કાર છે તમને? લ્યો, લઇ જાઓ તમારા ચીંથરા અને કાળું કરો." આટલું

કહી તેણે કબાટના ખાનામાંથી સુંદરદાસે મોકલેલી બધી ચીજો બહાર કાઢી ધિક્કારથી તેના મ્હોં પર ફેંકી દીધી.

સુંદરદાસ થથરી ગયો. મેનકા ચુપચુપ ખુરસીપર બેસીને નીચે મોઢે સીવવા લાગી. સુંદરદાસ જેમ તેમ શાંત થયો. તેણે એક એક ચીજ જમીન પરથી ઉંચકી લઈ એક ખુરસી પર મુકી અને પછી મેનકાની પાસે અપરાધીની પેઠે ઉભો રહી તે બોલ્યો:

"મીસ મેનકા! મારી ભુલ થઈ—મને માફ કરો. હું રાતે તમારે આંગણે આવ્યો હતો કેમકે હું પાગલ થઈ ગયો હતો. આ નજીવી ભેટ માટે હું કંઈ બદલાની આશા રાખતો નથી; મને માફ કરો; નહિ તો મારી જીંદગી પશ્ચાતાપમાં જશે."

મેનકા તેની અધોગતિ જોઈ પીગળી. તે જરા હસી.

"તમે તમારો વાંક કબુલ કરો છો, એટલે હું તમને ક્ષમા કરૂં છું. હું ઝેરીલી નથી. મારો સ્વભાવ બડબડીઓ છે ને જે મનમાં આવે તે બોલી નાખું છું. પણ પાછળ કોઈની નિંદા કરતી નથી. બેસો, અને ડાહ્યા થઈ કંઈ સારી વાત કરો." મેનકાએ સત્તાદર્શક પણ જરા તોફાની અદાથી કહ્યું અને સુંદરદાસ ગરીબ બકરાની પેઠે તેની સામેની ખુરસી પર બેઠો.

"તમે મને પ્રેમની વાત કરવા નહિ દો?"

"હું તમને ફરીથી કહું છું સુંદરદાસ! કે તમે તમારા પ્રેમની કંઈ સાબીતી આપી નથી."

" તમને કઇ જાતની સાબીતી જોઇએ છે?"

" ઓહ! જો તમે ન સમજી શકો તો હું લાચાર છું. એ વાત જવાદો! મને કાલનો નાટક ગમ્યો હો! ને આપણી સામેની લાઇનમાં પેલી ગુલાબી સાડી વાળી સ્ત્રી બેઠી હતી તેને તમે જોયલી કે? તેણે હીરાના ઇયરીંગ્સ પહેર્યા હતા તે વીજળીની લાઇટમાં કેવા ચમકતા હતા?"

" હા. મેં ઉર્વશીને જોઇ હતી."

" તમે તેને ઓળખતા લાગો છો?"

" હા. તું જાણે છે કે એવી સ્ત્રીઓ સાથે સહેજમાં ઓળખાણ પડે છે. તે એક ફીલમ કંપનીની એક્ટ્રેસ છે."

" તે પરણી છે?"

" નહિ. એવી સ્ત્રીઓ પરણતી નથી. તે એક જણની રખાત છે."

" એનો શેઠ ઘણો ઉદાર હોવો જોઇએ. તેના ઇયરીંગ્સ અને નાકની નથ હીરાના હતા. અને તેના હાથમાં આબદાર મોતીની બંગડીઓ હતી."

" એ બધા બનાવટી છે! ઇમીટેશન હીરા મોતી સાચા કરતાં વધારે ઝળકે છે." સુંદરદાસ બીજાની પ્રશંસા સાંભળી શક્યો નહિ.

" અરે રામ રામ! ગરીબ બીચારી ઉર્વશી! તેને ઇમીટેશન દાગીના આપીને છેતરવી એના કરતાં બહેતર છે કે દાગીના આપવાજ નહિ." મેનકા બોલી.

"બરાબર છે. મેનકા ! તારા મીઠા સહવાસમાં સમય કેવો ઝડપથી વહી જાય છે. તેણે ઘડીઆળમાં જોયું "મારે જરા બેંકમાં જવાનું છે. તું સાંજે મળશે ને ?"

"હા."

"હવે તો તું મારા પર ગુસ્સે નથી ને?"

"જરા પણ નહિ,"

સુંદરદાસ બહાર ગયો : "એ મારી પાસેથી હીરા મોતીની વ્યર્થ આશા રાખે છે. એના લોભનો પાર નથી. હું એને ઉર્વશીના જેવા ઠઠમાઠમાં રાખું ? નહિ. નહિ."

આ બનાવ પછી એક મહિનો વહી ગયો. મેનકા તેને વારંવાર મળતી અને સુંદરદાસ વારંવાર પ્રેમના નિસાસા નાખતો. પણ તેને જરા પણ સ્નેહ મળતી નહિ. એક વાર તે હેકમે પાટલે બેઠો. મેનકાનો હાથ પકડી તે તેને નજીક ખેંચતો હતો એવામાં મેનકા છેડાઇ. બન્ને વચ્ચે ખેંચતાણ શરૂ થઇ. મેનકાનો રેશમી ઘાઘરો પકડી સુંદરદાસ ખેંચતો હતો. એવામાં મેનકાએ તેનો કાન પકડી એવા જોરથી તમાચો માર્યો કે તેને ભોંય ભારી પડી ગઇ.

"આહ! એ એમ માનવાની નથી. એને હીરાનો ખરચ ઓંસવો જ પડશે. જોઉં છું. સરવું ભાડું ને સિધ્ધપુરની જાત્રા કરી એને મનાવી લઇશું."

બીજે દિને તે મેનકાને મળવા ગયો કે તરત ગજવામાંથી એક સુંદર દાબડી કાઢી તે મેનકાના હાથમાં મુકી બોદયો.

"મીસ મેનકા !— તમારા સેવકની આ નમ્ર ભેટ સ્વીકારશો ? મને બદલામાં કંઇજ જોઇતું નથી. તમારી નિર્દોષ મૈત્રીજ જોઇએ છે."

"શાબાશ ! —" દાબડામાંથી સુંદર હીરાનો બ્રૂચ કાઢી મેનકા બોલી: " તમારો મોટો આભાર, સુંદરદાસ !"

"આ વખતે મારે બદલાની માગણી કરીને બાજી બગાડવી નથી." આવો વિચાર કરી સુંદરદાસ બોલ્યો: "તમને ગમે છે ને ?"

"હા. બહુ સુંદર છે તમે મારા પર બહુજ મમતા રાખો છો હો !" મેનકાએ નયન નચાવ્યા.

"ચાલો, હવે હું જઇશ."

"કેમ ! શી ઉતાવળ છે !"

"મારે એક મિત્રને અગત્યના કામસર મળવાનું છે. કાલે આપણે વધુ વાર સાથે બેસીશું."

"ઘણીજ ખુશીથી." મેનકા બોલી અને સુંદરદાસ મનમાં મલકાઇને વિદાય થયો.

"આહ ! હવે એ સપડાઇ. સ્ત્રીઓ ઘણી વિચિત્ર હોય છે. પ્રેમ માગો તો એ ના પાડશે ને વગર માગ્યે તમારી પાછળ મરી ફીટશે. મેનકા ! મેનકા ! આખરે તું મારીજ થઇ."

# પ્રકરણ ૧૨ મું.

## પડદા.

મેનકાને હીરાનો બરૂચ મળ્યા પછી મેનકાનો આશક નટવર પાછો આવ્યો. મેનકાને પુર ઠાઠમાઠથી રહેતી જોઇને તે અજબ થયો. તેને તેની માશુક પર જરા શક ગયો. પણ મેનકાએ તેને અજેય સ્મિત કરી ખાત્રી આપી:

"વ્હાલા ! તને મારા પર વિશ્વાસ છે ને ?"

"હા."

"તો બધા રંગ જોયા કર. હું મારો હેતુ પાર પાડવા મુંબઇ આવી છું અને તે પાર પડયા પછી હું તારીજ છું.

"વ્હાલી ! હવે આ નાટકનો જલદી અંત આવે તો સારૂં." નટવર તેને ચુમી લેતો બોલ્યો.

સુંદરદાસને નટવર ન ગમ્યો. તે તેને કબાબમાં હાડકા જેવો લાગ્યો. તે મેનકાને અક્ષતા માનતો હતો પણ નટવરને જોઇને તેનો વિચાર બદલાયો. એક આશકની માશુક હોવા છતાં મેનકા તેને શા માટે રમાડે છે તે સુંદરદાસને માટે એક ભેદી કોયડો થઇ પડયો. મને કમને તેણે નટવર સાથે વાત કરી. તેના મિત્ર થવાનો ડોળ કર્યો— તેને મુંબઇની જોવા લાયક જગ્યા બતાવી પણ નટવર પાછો ગામ ગયો ત્યારેજ તેને સંતોષ થયો.

નટવર ગયા પછી બીજે દિને સાંજે પાંચેક વાગે મેનકા એકલી બેઠી હતી તે વખતે સુંદરદાસ તેના રૂમમાં દાખલ થયો. મેનકા શોકગ્રસ્ત ચહેરે સોફા પર બેઠી હતી. નટવરના ગયાથી તેને દુઃખ થયું હતું તે જાણીને સુંદરદાસને ઇર્ષ્યા આવી અને તેનાથી અનિમિષ બોલાઇ ગયુંઃ "નટવરના જવાથી તમને ઘણું લાગી આવેલું લાગે છે. તે તમને પુરા પ્રેમથી ચાહતો હોવો જોઇએ. ખરેખર, વ્હાલાનો વિયોગ વસમોજ લાગે છે."

"મેં તમને વારંવાર કહ્યું છે કે મારો કોઇ પ્રેમી હતો નહિ અને છે પણ નહિ." મેનકા ગુસ્સે થઇ બોલી.

"હશે. હશે. મને તમારા પર વિશ્વાસ છે. પણ તમારાં જેવાં યુવાન રમણી કોઇ દિવસ પ્રેમમાં પડયા વિના રહેશે નહિ."

"તેનો આધાર સંજોગો પર છે."

"બરાબર છે—બરાબર છે."

"સ્ત્રીઓનો સ્વભાવ નિર્બળ હોય છે તે તો તમે જાણો છો."

"આહ ! મારી મીઠી મેનકા ! તું મને સ્વર્ગનો લ્હાવો ચખાડ, હું તને ખરા જીગરથી પુજું છું. હું તને હંમેશાં સુખી રાખવાનો પ્રયાસ કરીશ." સુંદરદાસે ફરીથી મેનકાનું જીગર જીતવાની બાજી ખેલવા માંડી. તે તેની નજીક ગયો અને તેના ઘાઘરાનો છેડો ઝાલવા લાગ્યો. મેનકા ક્રોધથી લાલ પીળી થઇ દુર ખસી ગઇ.

"તમે પાગલ થયા છો ? તમે શું કરો છો તેનું તમને ભાન છે ?"

"મને ભાન નથી? હું પાગલ છું? જો મેનકા! આવાં નખરાં મારી સાથે ચાલશે નહિ. આજે આપણી વચ્ચે જે તે લટકો ફટકો થઇ જવો જોઇએ."

"આટલી ટુંકી પીછાનમાં કોઇ સ્ત્રી તમને શરણે થઇ જાય એમ માનવામાં તમે ભુલ કરો છો."

"ટુંકી પીછાન? મેનકા! હું બે મહિનાથી તારી આરાધના કરૂં છું મેં તને વસ્ત્રો આણી આપ્યા તેનું તો કંઇ નહિ; પણ હીરાનો ખરચ સામાન્ય ચીજ નથી. તેં હીરાનો ખરચ માગ્યો તો મેં તે પણ આણી આપ્યો. એક જુવાન સ્ત્રી આવી ભેટ સ્વીકારે—"

"ત્યારે તેણે ભેટ આપનારની રખાત થવું જોઇએ. એમજને?"

"હા. જો તું બોલાવવાજ માગતી હોય તો મારે કહેવું જોઇએ કે હા—"

"સાંભળો મી. સુંદરદાસ! તમે કહો છો કે આજે આપણી વચ્ચે ગમે તે લટકો ફટકો થઇ જવો જોઇએ ભલે હું તમારી વાસનાને તાબે થતી નથી તેનો ખુલાસો સાંભળી લો. ધારો કે તમારી મોહક ભેટથી લલચાઇને હું તમારી થાઉં તો પાછળથી શું થશે? એક વાર તમારી વાસના પુરી થયા પછી તમે મને છોડી જશો કેમકે પુરૂષોની વૃતિ કલિ કલિએ ભમનારા ભ્રમર જેવી છે—"

"ઓ મેનકા! મારા પર વિશ્વાસ રાખ—"

મને તમારા પર વિશ્વાસ છે માટેજ મારી વાત પુરી સાંભળી લો. ધારો કે હું તમારી માશુક થાઉં તો એક મહિને બે મહિને

બહુબહુ તો ત્રણ મહિને તમારો પ્રેમ ઠંડોગાર થઇ જશે. અને તમે હમણાં મારા પ્રેમ માટે જેટલા આકુળ વ્યાકુળ થાઓ છો તેટલીજ વ્યાકુળતાથી તમે મને તજી દેવા તઇયાર થશો. તમે મને તજી દેશો અને હું હીનભાગી, કંગાળ થઇ જઇશ. તમારી સાથે મોજમજાહ અને રંગરાગ ભોગવતાં હું મહેનત કરવાનું ભુલી જઇશ. અને પછી મારી દશા બહુ બુરી થઇ જશે..." મેનકા સુંદરદાસ તરફ એકીટસે જોઇને બોલતી હતી. તે તેના વદન પર થતા ફેરફાર જોઇ રહી અને પાછી બોલવા લાગી: "પણ એટલાથીજ કરમકથા પુરી થતી નથી. તમારા પ્રેમનો લ્હાવો ચાખ્યા પછી હું મારા આપણા બાળક માટે પણ જવાબદાર થઇશ. મારી સ્વાર્થી મઝાને ખાતર મારા નિર્દોષ બાળકને દુઃખ સહન કરવું પડે તે મારાથી કદિ સહન થશે નહિ. એવી સ્વાર્થી મઝાને હું લાત મારૂં છું..."

"ગાંડી! રે ગાંડી! તું ખોટા ખોટા તરંગ કરીને ભવિષ્યના દુઃખો કલ્પી લે છે. તેં નવરા નવલકથાકારોની વારતા વાંચી લાગે છે—" સુંદરદાસ વ્યંગથી હસ્યો.

"હા. તે સાથે મેં દુનિયાદારીનો અનુભવ પણ લીધો છે. તમે જાણો છો કે આવા બનાવો રોજ બનેછે. દગાબાજ પુરૂષો ભોળી સ્ત્રીઓ પર ભુરકી નાખી એકવાર વાસનાની તૃપ્તિ થયા પછી તેમને સીગારેટના ઠુંઠાની પેઠે ફેંકી દે છે. બોલો, પરમાત્માને ઓળખીને સાચું બોલો તમે કોઇ ભોળી બાળાને ભ્રષ્ટ કરી પાયમાલ કરી છે? તમારી સઘળી પ્રેમલીલા યાદ કરો. તમોએ કોઇ બાળાનું દીલ તોડી નાખ્યું નથી?"

સુંદરદાસે મનોભાવ છુપાવવા ઘણી કોશીષ કરી છતાં તેનો ચહેરાનો રંગ ફીકો ગયો.

"મેનકા! એવી વાતો શી રીતે યાદ રહે? એવી તો ઘણી રમણીઓ સાથે મને પ્રેમ થયો હશે..."

"વાહ! તમને તમારી પ્રિયતમાઓની યાદ પણ રહી નથી?"

"આવી વાત કરવામાં સાર શો? તું આપણીજ વાત કરને! બોલ, તું કદિ કોઇના પ્રેમમાં નહિ પડે?"

"જો મારો પ્રેમી મારા બાળકને ગરીબીમાંથી બચાવવા માટે વ્યવસ્થા નહિ કરે તો નહિ. હુ મારૂં બાળક દુધ વિના ટવળીને મરી જાય તે કદિ સહી શકીશ નહિ."

"મેનકા! તું ઘણી પહોંચેલ બુટી છે."

"હા. તમે પણ દુનિયા જોઇ છે. તમે તમારા વેપાર ધંધામાં અવિચારી સાહસ ખેડો છો.

"નહિ. પણ એક જુવાન સ્ત્રી આટલી સાવધાની રાખે તે તો મેં આજેજ જાણ્યું. તને પ્રેમની લહજ્જતની કદર નથી?

"હું બીજી સ્ત્રીઓ જેટલી મુર્ખી નથી."

"ત્યારે એનો અર્થ એ કે તું મારી થાય તે પહેલાં મારે તારે નામે બેંકમાં ખાતું પડાવવું પડશે. મેનકા! આવી સરત કોઇકજ કબુલ કરશે..."

"મારે લાખ કે કરોડ જોઇતા નથી. હું મારા બાળકને ઉછેરી શકું તેટલાજ પૈસા માગું છું."

"પણ ધાર કે તને બચ્ચું થાયજ નહિ તો?—"

"તો એ રકમ મારી પાછલી જીંદગીમાં મને ખપ લાગશે."

"શાબાશ! તું તો વહેવારૂ વાણીઆ કરતાં બાહોશ નીકળી! દરજણ થવા કરતાં તું કોઇ મારવાડણ થઇ હોત તો સારૂં થાત!"

"હું શા માટે એવી ન થાઉં? પુરૂષો પોતાના સ્વાર્થી આનંદનો વિચાર કરે છે તો અમે અમારી સલામતીનો વિચાર કેમ ન કરીએ...!" કહી તે શાંતિથી નીચું જોઇ રૂમાલ ભરવા લાગી.

"હું ધારૂં છું કે સો બસો રૂપીઆમાં તો એક બાળકનું ઘણો વખત પોષણ થઇ શકે. બાળકને બહુ થોડો ખોરાક જોઇએ છે." સુંદરદાસ ગણત્રી કરવા લાગ્યો.

"બાળકને એકલા ખોરાકથીજ ચાલતું નથી. જો છોકરો થાય તો તેને ભણાવવો જોઇએ—છોકરી હોય તો—"

"તેને પરણાવવી જોઇએ—" સુંદરદાસ મીજાજ ખોવા લાગ્યો: "ત્યારે એમજ કહેને કે તારા દીકરાને યુનીવરસીટીની કેળવણી આપવા જેટલા અથવા દીકરી થાય તો તેને પરણાવવા જેટલા પૈસા તને જોઇએ છે. તું મારો તો કંઇ વિચારજ કરતી નથી."

"તમારો વિચાર મારે શા માટે કરવો જોઇએ? તમારા બાળકને તમે થોડો વારસો આપી જાઓ તેમાં કંઇ નવાઇ કરવાના નથી. હું લોભી નથી. મને લાગે છે કે ત્રણ હજાર રૂપિયા મારા બાળકના પોષણ માટે પુરતા થઇ પડશે."

"શું? ત્રણ હજાર રૂપિયા?" સુંદરદાસ કુદયો: "ત્રણ હજારની રકમ તારે મન કંઇજ નથી?"

"તમારા બાળક કરતાં ત્રણ હજાર વધારે છે?

"નહિ. વારૂ–એ રકમ હું જુદી રાખી મેલીશ."

"નહિ. તમારે પહેલાથી એ રકમ હવાલે કરવી પડશે. ન કરે નારાયણને તમે કોઇ દહાડો શેરબજારમાં નાહી રહ્યા તો?"

"તો તું મને એ રકમ નહિ આપે ખરૂંને?"

"નહિસ્તો!"

"વાહ આજકાલ બૈરાંઓ પણ ઉસ્તાદ થતા જાય છે. હું ધારતો તો કે એની બુદ્ધિ પગની પહાનીએ, પણ..."

"હવે અમે અમારી અક્કલ માથામાં રાખીએ છીએ." મેનકા હસી: "બોલો, હવે શું કહો છો?"

"મને વિચાર કરવા" દે.

"ભલે જોઇએ તેટલો વિચાર કરો. જાઓ, હવે સીધાવો..."

સુંદરદાસ ભ્હીલે મ્હોડે પોતાના રૂમમાં જઇ બબડયો:

"આહ ! હું કેવો મુર્ખો બન્યો ? કપડાં ગયા—હીરાનો ખરૂચ ગયો—પણ મેનકા તે મેનકાજ છે !...અફસોસ ! એ બલા મને મારો ખરૂચ પાછો આપી દે તો કેવું સારૂં ?...પણ હવે પાછો કેવી રીતે મગાય ?......

આખી જીંદગીમાં સુંદરદાસ આટલો ક્રોધી અને બેચેન થયો ન્હોતો. મેનકા તેના માથાની મળી. તેણે તેનું લોહી ઉડાવી મુક્યું. આઠ દહાડામાં તો તેના ગાલપરની લાલી ઉડી ગઈ—આંખો ઉંડી ઉતરવા લાગી. તેને ભુખ લાગતી નહિ—રાતે ઉંઘ આવતી નહિ. મેનકાને ભુલવા માટે તે બીજી રમણીઓનો સહવાસ શોધવા લાગ્યો. એ બિચારીઓ તેને રાજી કરવાને જાતજાતના વલખાં મારતી; પણ સુંદરદાસ મેનકાની કાજળભરી—મદભરેલી આંખો ભુલી શકતો નહિ. તેણે પોતાના નોકર ભીખાને મેનકાનું નામ દેવાની સખત મનાઇ કરીહતી અને જો ભુલેચુક ભીખો મેનકાનું નામ દેશે તો તેને પેંડા આપી દેવાની ધમકી આપી હતી. તેણે એ રંગીલી દરજણને ભુલી જવા માટે ખુબ પ્રયત્ન કર્યો; પણ એ જોબનવતી યુવતી તેની નજર આગળથી બીલકુલ ખસી નહિ. મેનકા શિવાય નહિજ જીવાય એમ તેને લાગવા માંડ્યું અને તેની તબીઅત દિનપરદિન લથડવા લાગી.

"ત્રણ હજાર રૂપિયા ?...." તે બબડ્યો:

"એની પાસે છે શું ! રૂપ અને જોબન ? તેમાં ત્રણ હજાર ?... પણ એટલી રકમ જતાં હું પાયમાલ થવાનો નથી. જો મેનકા મળે—

મારી તબીયત સુધરે તો એ સ્વર્ગિય સુખ માટે ત્રણ હજાર સસ્તા છે."

આવા વિચાર કરતાં તે હાર્યો અને એક દિવસ તેણે ભીખાને પુછ્યું : "તેં મેનકાને જોઇછે ?"

"કોને ? લીલાને ! હા—સાહેબ ! આજેજ મેં તેને જોઇ—" ભીખો મેનકાનું નામ નહિ દેવાની આજ્ઞા યાદ કરી ભાગતુંજ બોલ્યો.

"અરે ગધ્ધા ! એ માંજરી બીલાડી લીલાનું કોણ પુછે છે ? હું પેલી દરજણની ખબર પુછું છું."

ભીખાએ હોઠપર આંગળી મુકી જવાબ વાળ્યો: "મારાથી તેવી વાત નહિ થાય."

"કેમ ?"

"તમે મના કરી છે. સાહેબ !"

"પણ ગધ્ધા ! હવે હું તને તેની ખબર પુછું છું બોલ, તેં તેને જોઇ છે ?"

"હા, સાહેબ ! હું તો રોજ જોઉં છું આપણા પાડોશી—પેલા રંગીલદાસ શેઠ તેના પર ભેટ પર ભેટ મોકલે છે પણ તે પોતાને ઘેર તેને બોલાવતી નથી." ભીખાએ જવાબ આપ્યો.

"શાબાશ !" સુંદરદાસે વિચાર કર્યો. "રંગીલ મારા કરતાં શ્રીમંત છે. પણ એ ફાવવાનો નથી. મેનકા મારીજ રાહ જોઇ રહી છે. હા—એ મારીજ છે—મારા પર એ ગુસ્સે થઇ હશે. પણ હું તેને મનાવી લઇશ."

થોડી વારમાં મેનકા બહાર જવા નીકળી. સુંદરદાસ પોતાના ઓરડાના બારણાં પાસે ઉભો હતો. મેનકા દાદર પાસે આવતાં બન્નેની આંખો મળી અને મેનકાએ પ્રથમની પેઠેજ ખુમારી ભરી આંખો નચાવી મોહક હાસ્ય કર્યું.

"કેમ છે ! "મેનકાએ પુછ્યું. "તબીયત સારી છે ને ?"

"હા." સુંદરદાસ પુલકિત થઇ બોલ્યો. મેનકા દાદર ઉતરી ગઇ.

"એ ગુસ્સે થઇ નથી. એ મારીજ રાહ જોઇ રહી છે. ત્યારે હું શામાટે વિલંબ કરૂં છું. આવા વિચાર કરી તેણે બારણા ઢાંકી તીજોરી ઉઘાડી. તેમાંથી તેણે નોટનું એક બંડલ કાઢી ત્રણ હજારની નોટ ખીશામાં નાખી. તે પછી તે ઓરડામાં આંટા મારવા લાગ્યો. આવી મોટી રકમ આપીને મેનકાનો પ્રેમ ખરીદવો કે નહિ એ વિચારે તેના ઉંમરમાં સંગ્રામ મચાવ્યો હતો. તેણે બારણાં ખોલ્યા. આ વખતે મેનકા પાછી આવી અને હંસ ગતિથી ડગલા ભરતી, સુંદરદાસ તરફ એક નેન બાણ ફેંકી તે પોતાના ઘરમાં ચાલી ગઇ. સુંદરદાસ બધું ભુલી ગયો. તે મેનકા પર પાગલ થયો અને તરતજ તેના રૂમમાં દોડી ગયો.

"મેનકા હું તારી માફી માગું છું. ગઇ વખતે મેં તને ન કહેવાના બોલ કહ્યા હતા." તેણે ખુરશી પર બેસી કહ્યું.

"હું તો બધું ભુલી ગઇ છું."

"આહ! તું કેવી ભલી–ભોળી છે? મને તારા વિના જરા પણ ગમતું ન્હોતું."

"અરે રામ રામ! ન ગમ્યુ તો મારી પાસે આવવું હતું ને?" મેનકા પાછી હસી.

સુંદરદાસ તદ્દન મુર્ખો બન્યો.

"તું મારા પ્રેમની જે જાતની સાબીતી માગે છે તે આપવાનો મે નિશ્ચય કર્યો છે. કોઇ પણ સ્ત્રી માટે મે જે કર્યું નથી તે તારે માટે કરવાને તૈયાર છું. ઓ વ્હાલી! તારા અમીભર્યા ઓઠ પર ચુંબન લેવાને હું આતુર થઇ રહ્યો છું! તારો રેશમી ઘાઘરો જોઈ તેને સ્પર્શ કરવાને હું તલપાપડ થઇ જાઉં છું. લે-લે–મારી વહાલી મેનકા, આ ત્રણ હજાર રૂપીયા લે–હવે તો તું મારા પ્રેમનો બદલો આપવાની ના નહિ પાડે ને?"

"ઓહ! તમારા પ્રેમની આવી અજબ જેવી સાબીતી મલ્યા પછી હું શી રીતે ના પાડી શકું? સુંદરદાસ! તમે મારા પ્રેમને પાત્ર છો. પણ હું ગભરાઇ ગઇ છું. તમે જાણો છો ને? સ્ત્રીની જાત હમેશા શરમાળ હોય છે!...કાલે...હા...કાલે...હું તમારી થઇશ."

"કાલે? હજી પણ કાલે? ઓ વ્હાલી! મને ન ટવળાવ આવ, જરા તારા મોહક ઘાઘરાને મને સ્પર્શ કરવા દે." સુંદરદાસની આંખમાં કામની વીજળી ઝબકી રહી.

"કાલે હું તમારી ગુલામ થઇ જઇશ. કાલથી તમારી મરજી પડે ત્યારે તમે મારા ઘાઘરાને અડક્યા કરજો–પછી કંઇ છે ?"

"ભલે ભલે ! કાલે તો કાલે ! હવે હું જઇશ. કેમકે તારી પાસે રહેવાથી મારૂં મન કાબુમાં રહેતું નથી...ત્યારે હું કાલે રાતે નવ વાગે આવીશ–"

"ખુશીથી પધારજો."

સુંદરદાસ ગયો: "મેનકા બડી જબરી છે એ નોટ ગણવા માટે વખત માગે છે. ભલેને ગણે ! મેં એની સાથે જરા પણ દગાબાજી કરી નથી. પુરેપુરા ત્રણ હજાર આપ્યા છે. હા–શ ! આટલે લાંબે સમયે કાલે એ મોહક ઘાઘરાવાળી મારી થશે."

એક દિવસ તેને યુગ જેટલો લાંબો લાગ્યો. બીજે દિને રહવારથી તે સુર્યનારાયણને ગાળ દેવા લાગ્યો. ક્યારે રાત પડે કે મેનકાના જોબનનો લ્હાવો લઉં એ સિવાય તેને કંઇ વિચારજ આવતો ન્હોતો. બેચેનીથી કંટાળી તે પલંગ પર પડ્યો અને રાતે આઠ વાગે પોતાને જગાડવાનો તેણે ભીખાને હુકમ કર્યો.

રાતે આઠ વાગે ભીખાએ શેઠના હુકમનો અમલ કર્યો. સુંદરદાસ મલકાતે મ્હોડે ઉઠ્યા અને હાથ મ્હોં ધોવા લાગ્યા.

"ભીખા ! મેનકા શું કરે તે જોઇ આવ."

ભીખો થોડી વારમાં પાછો આવી બોલ્યોઃ "શેઠ! મેનકાબાઇ તો નથી."

"નથી એટલે? તે બહાર ગઇ હશે?"

"નહિ સાહેબ! માળાવાળો ભૈયો કહે છે કે તે તો ખાલી કરી ચાલી ગઇ!"

"ખાલી કરી ગઇ? ભીખા! એ રાંડ મને લુંટી ગઇ! જા ભૈયાને બોલાવ!" સુંદરદાસ ગભરાયો.

"ભૈયો તમનેજ મળવા માંગે છે સાહેબ? ભૈયાને તે ચીઠી આપી ગઇ છે."

"એમને! ત્યારે એ મને છેતરી ગઇ નથી." વળી કામી છેતરાયો. "જા—જા—ભૈયાને બોલાવ."

ભૈયો આ વખતે રૂમમાં દાખલ થઇ બોલ્યોઃ "શેઠ! મેનકાબાઇ તમારે માટે આ ચીઠી અને આ બંડલ આપી ગઇ છે."

સુંદરદાસ બંડલ તરફ જોઇ રહ્યો. નોટનું બંડલ આવડું મોટું ન હોય એવો તેને વિચાર આવ્યો.

"તેં તેને કેમ જવા દીધી?"

"પુરું ભાડું આપ્યા પછી હું શી રીતે રોકી શકું?" ભૈયાએ જવાબ આપ્યો.

"અચ્છા જાઓ !" તેણે સૈયાને અને બીબ્બાંને રૂખસદ આપી.

બન્ને ગયા પછી સુંદરદાસે બંડલ તોડયું. તેમાં મેનકાનો રેશમી ઘાઘરો હતો.

"ઘાઘરો ! એ બલા મને ઘાઘરો આપી નાસી ગઇ ? આહ ? કેવી ઘાતકી મશ્કરી ?" આટલું બબડી તેણે મેનકાનો પત્ર ખોલ્યો.

"શેઠ સુંદરદાસ,

મેં તમને ગઇ કાલે કહ્યું હતું કે તમે મારા ઘાઘરાને ગમે ત્યારે પકડી શકશો. મારા વચન પ્રમાણે તમે તમારી ઇચ્છા પાર પાડો તે માટે આ સાથે મારો ઘાઘરો મોકલ્યો છે. તમે મને લુચ્ચી ધારશો—ખરું ?—પણ હું તમને પાછી મળું ત્યાં સુધી ધીરજ રાખજો. મારી શોધ ન કરતા. કેમકે તમે મને શોધી શકશો નહિ. પણ ખાત્રી રાખજો કે તમને એક વાર જરૂર મળીશ."

લી૦ મેનકા.

સુંદરદાસના હાથમાંથી પત્ર પડી ગયો. તે આબાદ મુર્ખો બન્યો હતો !

# પ્રકરણ ૧૩ મું.

## જાગીરદાર.

એપોલો બંદર પર આવેલા "અમીર ભુવન" નામના રાજવંશી હોટલમાં પોતાની પ્રજાનું લોહી ચુસી નાયકણીઓ, ગાનારીઓ અને શરાબની પાછળ દિસા ઉડાવનારા દેશી રાજાઓ, નવાબો અને જાગીરદારોનો હંમેશાં અડ્ડો જામી રહેતો, આ હોટલમાં ભાગ્યેજ કોઇ ધંધાદારી માણસ ઉતરતો. જે બાપ કમાઇવાળાઓ આ હોટલની સહેલ મારવા આવતા તેઓના ચારિત્ર ગટર કલાસ હતા-તેમને દીલ જેવી કોઇ વસ્તુજ ન્હોતી, મદોન્મત્ત વાંદરાઓ પેઠે તેઓ પોતાના હવસી તરંગોને વશ થતા. નાત, જાત, ધર્મ કે નીતિરીતિની તેઓને પરવા પણ ન્હોતી. વાલ્કેશ્વર પર સુંદરદાસને થાપ આપીને પેલી રંગીલી ચાતુરાવાળી હાલમાં આ હોટલમાં એક નાનકડી ઓરડી રાખી રહી હતી.

સ્હવારનો સમય હતો. મેનકાના નાના રૂમની સામે બે દિવાનખાના સ્મોકીંગરૂમ, ડાયનીંગરૂમ બેડરૂમ,બાથરૂમ વિગેરે સાથનો એક ભવ્ય બ્લોક હતો અને તેમાં પ્રતાપગઢનો જાગીરદાર સમરસિંહ ઉતર્યો હતો. વીસ વર્ષની વયે તેને તેના બાપની જાગીર મળી હતી અને ત્યારથી તે પોતાની અઢળક લક્ષ્મી રંગરાગ, રંડીબાજી અને ખાનપીનામાં બરબાદ કરી રહ્યો હતો. તે લાંબો અને કદાવર હતો પણ હદબહારના અયશ આરામથી તેના ચહેરા પર એક જાતની બેડોળ છાંયા આવી હતી.

તેનું પેટ ફુલી ગયું હતું ગાલ ફુગ્ગા જેવા થયા હતા પણ તે પર તંદુરસ્તીની રતાશ ન્હોતી હમણાં તે ૨૯ વર્ષનો હતો અને હાલની પેઠેજ તેનું જીવન ચાલુ રહે તો ભાગ્યે તે દશેક વર્ષ કાઢી શકે એવી સ્થિતિ હતી. તેને દર પળે નવી નવી ગમ્મત જોઇતી. કોઇ પણ નવી માસુકથી તે પાંચ છ દિવસમાં કંટાળી જતો, તેને જીંદગીમાં કદિ કોઈ ચીજનો અભાવ જણાયો ન્હોતો તેથી હાલમાં તે શરાબ, સુંદરી અને જુગારથી કંટાળી ગયો હતો. તેનો એકલો શોખ સીગરેટ ફુંકવાનો હતો અને તેમાં તેનો સમય વીતી જતો. તેને ડાક્ટરે તેને સીગરેટ પીવાની સખ્ત મના કરી હતી છતાં તેના મ્હોમાં બારે ઘડી સીગરેટ નજરે પડતી. જાગીરદાર સમરસિંહ આ જાતનો યુવાન હતો.

તેણે આખી દુનિયામાં મુસાફરી કરી હતી; પણ ત્યાંથી કંઈ શીખી આવ્યો ન્હોતો. નવી મોજ મારવા માટેજ તે જુદા જુદા દેશમાં રખડી આવ્યો હતો અને દરેક દેશની સુંદરીઓના લક્ષણો તે રસપુર્વક વર્ણવતો. હંમેશ તેની આસપાસ ખુશામદીઆઓનું મંડળ ઝામી રહેતું અને તેઓ તેના વિશાળ જ્ઞાનની તારીફ કરતા એટલે સમરસિંહ પોતાને મહા મહોપાધ્યાય સમજી બેઠો હતો.

ફ્રાન્સ, ઇંગ્લંડ અને ઇટાલીનો પ્રવાસ કરી હમણાંજ તે હિંદમાં આવ્યો હતો અને અમીર ભુવનના સ્મોકીંગ રૂમમાં સીગરેટ પીતો પીતો આંટા મારતો હતો.

"અન્તુન ! કેટલા વાગ્યા ?" તેણે પોતાના ગોવાનીઝ હજુરીઆને પુછ્યું.

"ત્રણ થવા આવ્યા, સરકાર !"

"માઈ ગોડ ! એક સીગરેટ લાવ...મને કપડાં પહેરવા દે...પણ અન્તુન ! હું આજે શું કરવાનો છું તેનો તને કંઇ ખ્યાલ છે ?"

"સરકાર ! તમે કહેતા હતા કે તમારા ત્રણ મિત્રો આવવાના છે."

"હા. હા. બરાબર ! આ જો ! તેં સીગરેટ બરાબર વાળી નથી.બીજી વાળી આપ. મને આવી ટુંકી સીગરેટ ગમતી નથી. તું સારી સીગરેટ વાળતાં ક્યારે શીખશે ?"

"સરકાર ! આપ નામદારનો મીજાજ..."

"બરાબર છે ! મારો સ્વભાવ મુગલ શહેનશાહ જહાંગીર છું. આટલામાં કોઇ ફાંકડી છોકરીઓ છે કે નહિ ? ઇટાલીમાં તો ઢગલે ઘેડ ઉભરાઇ જતી હતી. અન્તુન ! તને જે સુંદર લાગે તે નહિ પણ મને ગમે એવી કોઇ છે કે ?"

"સરકારે બધી રમણીઓ જોઇ છે."

"હા. મેં બધી જોઈ છે. જા—મારા દોસ્તો આવતા જણાય છે."

બીજી મીનીટે ત્રણ યુવાનો જાગીરદારના સ્મોકીંગ રૂમમાં દાખલ થયા. ત્રણે ગામના ઉતાર હતાં અને બાપદાદાની મીલકત ફના કરવાનો ધંધો કરતા હતા. એકનું નામ રસિકલાલ હતું અને તે સ્ત્રીઓમાં માનીતો હતો. બીજો અભિમાનનો અવતાર હતો તેના વાળ લાલ અને ચહેરો વાંદરા જેવો હતો. તે નંદલાલને નામે ઓળખાતો. તેને પોતાની ખુબસુરતીનું એટલું બધું અભિમાન હતું કે રખેને તેની

નેકટાઈ ખોરવાઇ જાય તેથી તે ગળું અક્કડ રહી જાય તો પણ ડોકું ફેરવતો નહિ. તેના કહેવા પ્રમાણે તે ઉસ્તાદ ગવૈયો હતો પણ કોઈ ખુવાના જેવી તક નહિ મળવાથી બેકદર દુનિયાએ તેની કદર કરી ન હતી, ત્રીજો ત્રીસેક વર્ષનો મધ્યમ કદનો અને ભોળા સ્વભાવનો માણસ હતો, તેનું નામ નાનાલાલ હતું. રસિક અને નંદલાલના મ્હોમાં ઈજીપશીઅન સીગારેટ હતી જ્યારે નાનાલાલ હવાના સીગારનો ધુમાડો કાઢતો હતો.

"જુઓ, આપણે આવી પહોંચ્યા પણ સમર હજુ તૈયાર થયો છે." નંદલાલ બોલ્યો.

"નહિસ્તો ! એ કદિ તૈયાર થઈ રહે છે ખરો ?"

"બેસો—ઉતાવળ શી છે ? સમરસીંહે કહ્યું. હજુ તો ઘણો વખત છે, મજા કયાં છે ? મુંબઈ હવે તદ્દન રસહીન થઈગયું છે"

"લો, સીગરેટ પીઓ."

"નહિ થેંકયુ !"

"કેમ કંઈ નવાજુની છે ? કોઇ છુટા છેડાનો કેસબેસ થયો છે ? કોઈ બાવલા મુમતાજ જેવો કીસ્સો બન્યો છે ? કોઇ હરિદાસે કોઇ ચાંપશીનું કાટલું કાઢી નાખ્યું છે ? કોઇ મણીકુંવરે કંઇ નવા જુની કરી છે ?" સમરસિંહે મુંબઇના પોતાના મિત્રોને એક સામટા સવાલો પુછવા માંડયા.

"કંઈ ખાસ નવા જુની નથી, હમણાં હમણાં હિન્દુસ્થાનમાંથી વાંદરાની નીકાસ વધારે કરવામાં આવે છે અને એ વાંદરાઓને મારી નાખીને આપણા જેવાને જુવાન બનાવવા માટે યુરોપના ડાકટરો "મેંકી ગ્લાન્ડસ" નામની રસી તૈયાર કરે છે. કહે છે કે જર્મન કઇસર એવી રસી બનાવીને જુવાન થવાથી તેણે નવું ઘર કર્યું છે." રસિકલાલ બોલ્યો.

બધા મિત્રો ખડખડ હસવા લાગ્યા.

"કોઇ રૂપવતી રમણી છે કે નહિ?"

"કાલે મેં એક જોઇ હતી. તે બહુજ રૂપાળી હતી. રસ્તે જતાં બધાજ તેને ટીકી ટીકીને જોતા હતા. તે ઘણી મનમોહક હતી."

"તે કોણ છે તેની તપાસ કરી?"

"હા. તે એક હિન્દુ રાજાની રાણી છે અને રાજા સાહેબ તેને સ્વીટઝરલેંડ લઇ જવાના છે."

"ત્યારે જાય જહન્નમમાં! હું એ રાણી માટે પાછો સ્વીટઝરલેંડ દોડવા માગતો નથી. હું પ્રેમથી કંટાળી ગયો છું. ખરી વાત એ છે કે ખરો પ્રેમ દુનીયામાં છેજ નહિ." સમ રસિંહે પોતાનો અનુભવ કહયો.

"તું રોજ કેટલી સીગરેટ ફૂંકે છે, અમર?"

"આશરે ત્રીએક."

"ખોટી વાત! અન્તુન! તારા શેઠ રોજ કેટલી સીગરેટ પીએ છે?"

"આશરે સાઠ સીત્તેર સાહેબ!" અન્તુને ખુશામત કરી.

"હા-હા-બનવાજોગ છે. અન્તુન ! તારી ગણત્રી સોનાના ચાંદને લાયક છે. દોસ્તો હું હમણાં સીગરેટ પીનેજ મોજ કરૂં છું."

"હવે ચાપલુસી જવા દે ! તારી પાસે કોઇ ને કોઈ માશુક તો હશેજ..."

"નહિ દોસ્ત ! હમણાં કોઇ નથી. મને રાજી કરે એવી કોઇ માશુકજ મળાતી નથી. સ્ત્રીઓને જોઇને મારા દીલના તાર ઝણઝણતા નથી. મેં ઘણી સ્ત્રીઓ સાથે પ્રેમ કર્યો પણ બધીથી કંટાળી ગયો..."

"ઓ સમર ! પેલી સરલાનું શું કર્યું ? તે ગજબનાક ખુબસુરત હતી હો !—"

"તે મારા પર મોહી પડી હતી અને તેના પ્રબળ પ્રેમથી હું કંટાળી ગયો હતો. આહ ! કેવી વિચિત્ર બલા ! જાણે હું તેનો કેદી હોઉં તેમ તે મને ચોવીસે કલાક પોતાની પાસે રાખવા માગતી હતી. અંતે મેં તેને છોડી દીધી અને તે પછી તેનું શું થયું તેની મને ખબરજ નથી."

સરલાનું નામ સાંભળતાં જાગીરદારનો મીજાજ જરા ઉખડી ગયો. તેણે બે ત્રણ સીગરેટ ફુંકી મારી અને પ્રેમ ભાડુતી છે, નકામો છે, ખરો પ્રેમ છેજ નહિ અને સ્ત્રીઓ અજબ બલા છે એવો લવારો કરવા લાગ્યો.

"સાહેબ ! મોટર તૈયાર છે" અન્તુને ખબર આપી. જાગીરદાર નો મીજાજ પાછો ઠંડો થઇ ગયો.

"ચાલો દોસ્તો ત્રણે દહાડે મુંબઇની મોજ કરી લઇએ."

# પ્રકરણ ૧૪ મું.

## મેનકા અને જાગીરદાર.

જાગીરદાર અને તેના ત્રણ મિત્રો મુંબઇમાં રખડી આવ્યા પછી બે ત્રણ દિવસ વહી ગયા. એટલામાં જાગીરદાર ઘણોજ કંટાળી ગયો. તેને રોજ રોજ નવા રમકડાં જોઇતા હતા અને તે નહીં મળવાથી તે કંટાળીને નિરાશ થઇ સીગરેટ ફુંક્યા કરતો હતો. એક દહાડો સહવારે સોફા પર આળોટી સામેની ખુરસી પર પગ નાંખી તેણે એક પછી એક સીગારેટ ફુંકવા માંડી અને આખા ઓરડામાં ધુમાડાનું એવું ગાઢ વાદલ છવાઇ ગયું કે તેનો નોકર અન્તુન ઓરડામાંની ચીજો સ્પષ્ટ રીતે જોઇ શક્યો નહિ.

" અન્તુન ! કંઇ નવા સમાચાર છે ? જો, હું સોફાપરથી ઉઠવાની તસ્દી લઉં તે સફળ થાય એવી ખબર હોય તોજ કહેજે..." જાગીરદારે નોકરને કહી બગાસું ખાધું.

" ઓહ ! સરકાર ! મેં એવી પૂતળી શોધી કાઢી છે કે જેને જોઇને સરકાર ખુશ ખુશ થઇ જશે. મેં એક મોહક, ચાલાક, રમુજી, પ્રેમ કરવા લાયક જુવાન રમણી જોઇએ છે..."

જાગીરદારે બે હાથ પહોળા કરી આળસ ઉતાર્યું.

" આટલા માટે તું મને તસ્દી આપવા આવ્યો ? "

"મેં ધાર્યું કે આ હોટલમાં એક અજબ જેવી પરી રહે છે તે જાણીને તમે ખુશી થશો સરકાર!"

"હં! તે આ હોટલમાં રહે છે એમ? તે આવા રાજવંશી હોટલમાં શી રીતે રહી શકે છે? તે પરણેલી છે? કોઇની રખાત છે? કે બાપદાદે શ્રીમંત છે?"

"એવું કંઇજ નથી સરકાર! તેણે આપણી સામેની નાની ખોલી ભાડે રાખી છે. તે ઘણી આબરૂદાર ગણાય છે અને તેનું નામ મેનકા છે."

"એમ! ત્યારે આપણે કોઇ ખીલતા ગુલાબ સાથે કામ પાડવાનું છે ખરૂં? વારૂં, આ નાની પરીજાદી ધંધો શું કરે છે?"

"તે શીવણ ભરતની કળામાં ઉસ્તાદ છે, સરકાર! નેકટાઇ તો એવી ગુંથે છે કે ન પૂછો વાત! હોટલના એક નોકરે મેનકાએ ગુંથેલી ટાઇ મને બતાવી હતી..."

"તેની સાથે મને શું સંબંધ છે?"

"સરકાર! હું ધારતો'તો કે તમે તેનું સુંદર વદન જોવા તૈયાર થશો."

"છટ છટ! એક સાધારણ દરજણ જે આવા હોટલમાં આવીને કોઇ શ્રીમંત બીલ્લાને પકડવા માંગતી હશે તેના પર હું રીઝ થઇ જાઉં? નોન્સેન્સ! અન્નુન! એવી બલાઓને હું સારી પેઠે

ઓળખું છું."

"સરકાર ! એ સાધારણ સ્ત્રી નથી. તે સુંદર છે એટલુંજ નહિ પણ અસાધારણ લાવણ્યવતી છે. તેનો અંગમરોડ, હંસણી જેવી ગરદન અને મદમાતી ચાલ જોઇ તમે છક્ક થઇ જશો."

"તેં તેને ટીકી ટીકીને જોઈ લાગે છે ?"

"નામદાર ! મેં હમણાંજ તેને ઉપર આવતી જોઇ. આહા ! શું ગજબનાક ઠસ્સો ! તે છે તો કોઈ ગુજરાતણ; પણ રહે છે યુરોપીઅન ઠાઠમાં ! છેલ્લામાં છેલ્લી ફેશન પ્રમાણે તે શણગાર સજે છે ! મેં તેને જોઇ ત્યારે તેણે ટુંકો, સફેદ રેશમી "પેટી કોટ" પહેર્યો તો. અને તેના ગોળ ઘાટમદાર પગ ! સરકાર ! તમે જોશો તો પાગલ થઈ જશો !" અન્તુને પોતાની વર્ણનશક્તિ ખર્ચી નાખી જેથી તે કોઇ પણ રીતે પોતાના માલીકને ખુસ કરવા માંગતો હતો. "તે કંઈ ગાયન ગાતી ઉપર આવતી હતી અને મેં તેને નમન કરી "ગુડ મોરનીંગ" પણ કરી હતી."

"વાહ ! બદમાસ ! તું પણ તરત ઓળખાણ પાડી દે છે."

"સરકાર ! તમારી સેવા બજાવવાને સેવક હંમેશ આતુર રહે છે."

"ઠીક ઠીક ! હું એની પાછળ ઉલગબરડી રમવા માગતો નથી. એક સાધારણ દરજણ પાછળ વધુ મહેનત લેવાની જરૂર નથી. જા, ના રૂમમાં જઇને એને કહે કે હું એને કંઈ કામ આપવા માંગું ."

દશ મીનીટ પસાર થઇ. જાગીરદારે સીગારેટ પીવી ચાલુજ રાખી હતી. અન્તુન હસ્તો હસ્તો પાછો આવ્યો અને બોલ્યો: "મીસ મેનકા બહાર ઉભા છે. હું તેમને દિવાનખાનામાં બેસાડું ?"

"દિવાનખાનામાં ? નહિ, નહિ. એને અહિંજ બોલાવ..." સમરસિંહે અભિમાનથી મલકાઇને કહ્યું.

બારણા ઉઘડયા અને મેનકા અંદર દાખલ થઇ. સુંદરદાસ અને લાલદાસને મુર્ખ બનાવનારી એજ તે રંગીલી દરજણ હતી. પણ હમણાં તે પ્રથમનાં કરતાં પણ વધુ મોહક અને નખરાંબાજ બની હતી. તેનાં વસ્ત્રો ઘણા કિમતી હતા. તેણે પહેરેલા "કેમીસોલ" પર સુંદર લેસ હતી અને તેનો ઘાઘરો અથવા સુટ ઘણોજ ટુંકો હતો. તેણે ફેશનેબલ ઢબે વાળ ઓળ્યા હતા. ટુંકમાં જાણે તે પેરીસની પરીજાદી હોય એવી લાગતી હતી.

તે બે ત્રણ ડગલાં ભરી એકદમ પાછી હટી ગઇ અને બબડી: "ઓહ! આ રૂમમાં કેવી ખરાબ વાસ આવે છે ?"

જાગીરદાર સોફા પર જરા ટટાર થઇ બોલ્યો: "તને સીગરેટની વાસ ગમતી નથી?"

"આહ અહિં કોઇ બેઠું છે. આ ધુમાડાના ગોટામાં કંઇ દેખાતું નથી. મારાથી અહિં થોભાશે નહિ. આ જગ્યા તો રીંછની ગુફા જેવી ગંધાય છે." આટલું કહી તે સ્મોકીંગ રૂમમાંથી બહાર નીકળી અને દિવાનખાનાના દ્વાર ઉઘાડી વિશાળ આલીશાન ઓરડામાં જઇ પુગી.

જાગીરદાર મેનકા નાસી જવાથી અજબ થઈ સોફાપરથી ઉઠયો અને હસીને બબડયો: "કેવી રમુજ ? .....કોણ જાણે એ કયાં ગુલ થઈ ગઈ! શું મારે તેને શોધવાને સંતાકુકડીની રમત રમવી પડશે ? કદાચ તે દિવાનખાનામાં ગઇ હશે......"

તે દિવાનખાનામાં આવ્યો ત્યારે મેનકા એક સોફા પર બેસીને ફોટોગ્રાફરના આલ્બમના પાનાં ઉથલાવતી હતી. તે જાણે આ ઘરની માલીકજ હોય એવી શાંતીથી ફોટા જોતી હતી. તેથી રંગીલા જાગીરદારને અજાયબીથી રમુજ ઉપજી.

"તને ચિત્રોનો શોખ છે ?"

જાગીરદારનો અવાજ સાંભળી મેનકા ઉભી થઇ અને તેને સ્મિતભર મુખડે નમન કરી બોલી:

"તમે આવો તે દરમીયાન આ ચિત્રો જોતી બેઠી હતી."

"પણ તું મારા રૂમમાંથી નાસી કેમ ગઇ ? શું મારો રૂમ વાઘની ગુફા જેવો છે ?"

"તમારા રૂમ કરતાં વાઘની ગુફા વધારે સારી હશે. ધુમાડાથી હું ગુંગળાઇ ગઇ હતી. એવી જગાએ તમે સી રીતે બેસી શકો છો ?"

મેનકા નિર્ભયતાથી જવાબ આપતી હતી ત્યારે જાગીરદાર તેનું પગથી માથા સુધી અવલોકન કરી રહયો હતો. તેના પર મેનકાના સૌંદર્યે તરત છાપ પાડી. "ઘણીજ ફાંકડી !–" તે બબડયો: "અન્તુન ખોટો તો નથી." અને મેનકાના પગ સાથે ચોંટી ગયેલા ઘાઘરા પર તેની નજર સ્થિર થઇ!

જાગીરદાર તેને ટીકી રહયો હતો તેથી મેનકા કંટાળી. તે જરા ઉદ્ધતાઈથી બોલી:

"તમે ટીકી ટીકીને મને પુરેપુરી જોઇ લીધી કે હજુ કંઇ બાકી છે?"

"તું ખરેખર ઘણી મોહક છે."

"તમે એ કહેવા માટેજ મને બોલાવી હતી?"

"મારા નોકરે તારી આટલી બધી તારીફ કરી હતી કે તને જોવાનું મને મન થયું હતું."

"એમ! જો મને એવી ખબર હોત તો હું કદિ આવત નહિ. સાહેબજી!"

"જરા ઉભી રહે! તને શાની ઉતાવળ છે, મેનકા? તારૂં નામ મેનકાજ છેને? તું એકલીજ રહે છે?"

"હા."

"અને તને કેટલા આશક છે, ડીયર!"

"એક પણ નહિ,"

"શું? હજુ એક પણ નહિ? અજબ જેવી વાત છે."

"શા માટે અજબ જેવું? શું કોઈ સ્ત્રી આશક રાખ્યા વિના માનવંત જીંદગી નહિ ગુજારી શકે?"

"મુંબઇ જેવા શહેરમાં તેમ કરવું બહુ મુશ્કેલ છે."

" મારો અનુભવ તેથી જુદું જ કહે છે." સ્ત્રી ધારે તો મુંબઈમાં તો શું પણ ગમે ત્યાં પોતાની મરજી મુજબ રહી શકે છે."

" નહિ, ગાંડી ! નહિ ! જુવાન છોકરીઓ ને વસ્ત્રાલંકારોનો શોખ હોય છે અને તે સીવણ ભરતમાંથી મળતા નથી. તું હમણાં સુંદર વસ્ત્રોમાં સજ્જ થઇ છે પણ તું જાણતી હશે કે " વ્હાઇટવે લેડલો " માં એથી પણ કિંમતી વસ્ત્રો મળે છે."

" મને એવા વસ્ત્રોની પરવા નથી."

" તું તારા દીલની વાત કરતી નથી."

" હું સાચું કહું છું, સરદાર !"

" ત્યારે તને આશક નથી ખરૂં ! હશે, પણ તેં કોઇને પાગલ તો કર્યા હશે,"

" સંભવિત છે."

" સંભવિત છે ! તુ પણ કેવી વાત કરે છે ? શું કોઈ પુરૂષ તને ગમ્યો નથી ? કદાચ તારા ગામમાં તારો કોઇ આશક તારી રાહ જોતો હશે !"

" નહિ."

" તે પણ નહિ ? ત્યારે તું ચમત્કારીક સ્ત્રી હોવી જોઇએ. તારા જેવી પવિત્રતાની પુતળી પાસે રહેવા માટે મને આનંદ થાય છે. તને કદાચ પ્રેમમાં પડતાં ભય લાગતો હશે !"

" મને કશાનો ભય નથી સરદાર !"

"એમ ! ત્યારે તો કંઈ ફીકર નહિ." કહી જાગીરદારે એકદમ તેને કમ્મરમાંથી પકડી પણ મેનકાએ તેને ધક્કો મારી દુર હડસેલી મેલ્યો.

"આવી રીતે મારો પ્રેમ જીતવાની કલા મને ગમતી નથી. તમારે બીજું કાંઈ કહેવાનું ન હોય તો હું રજા લઈશ." તે ગુસ્સાથી બોલી."

"હું તારી પાસે ટાઇ ગુંથાવવા માંગું છું, મેં સાંભળ્યું છે, કે તું સુંદર ટાઇ ગુંથે છે."

"હું તમને ગમે તેવી ટાઇ ગુંથી આપીશ. તમને કયો રંગ પસંદ છે ?"

"તને ગમે તે."

"હું તે માટે દશ રૂપીયા લઇશ અને ત્રણ દિવસમાં ટાઇ ગુંથી આપીશ."

"કિંમતની મને દરકાર નથી. તું જાતે ટાઈ આપવા આવશેને ?"

"હા."

"જરૂર આવજે. બીજીવાર હું તને સ્મોકીંગ રૂમમાં નહિ બોલાવું."

મેનકા હસી અને વિદાય થઇ.

"કસમ પરમાત્માના ! આ પંખી જાળમાં સપડાવવા જેવું છે. આવી મોહક રમણી મેં કદિ જોઇજ નથી." જાગીરદાર બબડયો,

સરદાર સમરસિંહ મેનકાની પવિત્રતા માનતો ન્હોતો. પુરો

કુમારી કન્યાઓને વધારે પસંદ કરે છે એમ ધારીને પોતાના જોબનની વધુ કિંમત કરાવવા માટેજ મેનકાએ હજી સુધી કોઇ સાથે પ્રેમમાં પડવાનો ઇન્કાર કર્યો હતો એમ આ ઉલ્લુ જાગીરદાર માનતો હતો.

ત્રણ દિવસ તેને ત્રણ જુગ જેવડા લાંબા લાગ્યા, અન્તુનને મેનકા વિષે અનેક સવાલો પુછીને તેને કાયર કરી મુકયો. અંતે ત્રીજે દિવસ આવ્યો અને તે મેનકાની રાહ જોતો દિવાનખાનામાં બેઠો. મહા મહેનતે તેણે સીગારેટનું સત્યાનાસ વાળવાનું આજે માંડી વાળ્યું હતું, તે બે ત્રણ સીગરેટ વિના તો ચાલે તેમ હતુંજ નહિ પણ આજે તેણે નરમ સીગરેટ મંગાવી હતી. અને તે પર સેંટ છાંટીને તમાકુની વાસ મારી નાખવાની કાળજી લીધી હતી.

સ્હવારે અગીઆર વાગે મેનકા હસતી હસતી ટાઇ લઈ દિવાનખાનામાં દાખલ થઇ અને એક ખુરસી પર બેઠી.

"તું મારી ટાઈ લાવી?"

મેનકાએ તેના હાથમાં સુંદર ટાઇ મુકી.

"વાહ! તું ઘણીજ હુશિયાર છે."

"તમને મારી કલા ગમે છે તે જાણી મને સંતોષ થાય છે."

"આ ટાઇ સો રૂપીઆની કિંમતની છે. તારે જાતે રેશમ ખરીદવુ પડે છે છતાં તને કેમ પરવડે છે?"

"હું સાદાઇથી રહું છું."

"તને મહત્વાકાંક્ષા થતી નથી? તને ઠાઠમાઠથી રહેવું ગમતું નથી?"

"ગમે તો ખરું સ્તો!" મેનકાએ નયન નચાવ્યા: "કોઇવાર મને એવા સ્વપ્ના આવે છે કે હું મારા બંગલામાં રહેતી હોઉં, ગાડી ઘોડે ફરતી હોઉં,—નોકર ચાકરો મારી તેહનાતમાં ખડા રહેતા હોય—મારા કબાટમાં જાતજાતના વસ્ત્રાલંકારો પડયા હોય......"

"જાગીરદાર ઉભો થયો અને મેનકાની સામે ખુરસી પર બેસી તેની આંખ સાથે આંખ મીલાવી બોલ્યો: "તું બહુ ચાલાક છે, મેનકા!"

"તમારો અભિપ્રાય જાણી મને આનંદ થાય છે. ચાલો, હવે હું રજા લઇશ."

"તારા પૈસા તો લઈ જા."

"ઉતાવળ શી છે?"

"નહિ નહિ. બેસ મારે તારી સાથે ખાસ વાત કરવી છે."

મેનકા પાછી હસી. તે એ ખાસ વાત શી હતી તે જાણતી હતી.

"હું તારા પર પાગલ પ્રેમમાં પડયો છું." જાગીરદારે હૃદય ખોલી નાખ્યું: "એમ કેમ થયું તે હું પોતે પણ જાણતો નથી. હમણાં હમણાં હું ઘણો ચીઢીઓ થઇ ગયો છું. કદાચ તારો આ રેશમી સફેદ ઘાઘરો મને ગમી ગયો હશે! નહિ-તારો હાથ ખેંચી

ના લે–તું કુંવારિકા છે અને તારૂં કૌમાર ગજબ કરી રહ્યું છે." તારા જેવી સ્ત્રી પવિત્ર રહે તે અજબ જેવું છે."

"તમને સ્ત્રીઓ માટે સારો મત લાગતો નથી. પણ તમે સદ્‌ગુણી સ્ત્રીઓને મલ્યા તો હશોજ સરદાર! તમેજ સ્ત્રીઓને ખરાબ કરો છો."

"હશે. મને યાદ નથી."

"હા. તમને યાદ ક્યાંથી રહે? એટલા માટેજ સ્ત્રીઓએ પોતાનું રક્ષણ કરવાની જરૂર છે. પુરૂષો બહુ ભુલકણા હોય છે."

"તું બહુ વિચિત્ર છે મેનકા! જ્યારે તું મારી થશે ત્યારે આવી મુર્ખાઈભરી વાત કરશે નહિ."

"હું કદિ તમારી થવાની નથી."

"કદિ નહિ? શું હું તને ગમતો નથી?"

"એમ નહિં. પણ તમારો સ્વભાવ જરા જરા વારે બદલાઈ જાય છે અને તેથી હું તમારી વાત સાંભળવા માગતી નથી તમે બહુ બહુ તો એક સ્ત્રીને એક બે મહિના રાખશો અને હું એટલી બધી સસ્તી થવા માગતી નથી."

"જા–જા–એવી વાત ના કર! હું ચીરકાળ પર્યંત તારો પ્રેમી થઇ રહેવાનું વચન આપી શકતો નથી. જો અમે તમને છોડી ન દો તો તમે અમને છોડી જશો અને કોઇએ છોડી જવાની શરૂઆત તો કરવીજ જોઇએ–હંમેશા એ જાતની પહેલ કરવાનું મને પસંદ છે."

"તેથી મારા ઠેરાવ વધારે મક્કમ થાય છે. ચાલો, હવે હું જઇશ."

"પણ મને જવાબ આપ્યા વિના તું જઇ શકશે નહિ. શું આ તારો છેલ્લો જવાબ છે?"

"નહિ. એમ તો હું કહેતી નથી..."

"ત્યારે તું પાછી આવી મને કહેશે એમજ ને? વારૂ-વારૂ-હું મારા મિત્રોની ટાઇ પણ તને બનાવવા આપીશ. અરે! વાતમાં ને વાતમાં તને પૈસા આપવાનું તો હું ભુલીજ ગયો..." એમ કહી તેણે પાટલુનના ગજવામાં હાથ નાખ્યો જેટલી નોટ હાથમાં આવી તેટલી મેનકાને આપી: "લે, આ તારી ટાઇના પૈસા!"

મેનકાએ તે ગણી જોયા અને તેમાંથી ફક્ત દશની નોટ લઇ બાકીના પૈસા જાગીરદારના હાથમાં મેલી તે બોલી: "મારી મહેનતના દશજ રૂપીઆ થાય છે અને તેથી વધુ હું લઇ શકતી નથી."

જાગીરદાર અવાક થઇ આ અજબ પુતળીને ટીકી રહયો.

"મેનકા! મારે માટે બીજી દશ ટાઇ બનાવી લાવજે."

"જેવી આજ્ઞા. ટાઇ તયાર થશે કે હું તમારી સેવામાં હાજર થઇશ." કહી તે વિદાય થઇ.

સમરસિંહ મેનકાની પૈસા તરફની બેદરકારી જોઇ એવો છક્ક થઇ ગયો કે તેને શું સમજવું તેજ સમજાયું નહિ. મેનકાની આ બેદરકારીથી તેનો પ્રેમ ઉલટો વધી ગયો. વળી મેનકાની કલાનો પણ તે પ્રશંસક થઇ ગયો. મેનકા સારી પેઠે જાણતી હતી કે અતૃપ્ત

વાસના ધીખતા જ્વાલામુખીની પેઠે સળગ્યાજ કરશે. જાગીરદારની સીગરેટ હવે ઓછી થઇ અને તેને જીવનમાં રસ પણ પડવા લાગ્યો. તેના સ્વભાવમાં થયેલા ફેરફારથી તેના મિત્રો તેને ખીજવા લાગ્યા.

"સમર ! તું પાછો પ્રેમમાં પડ્યો લાગે છે !" નંદલાલ બોલ્યો.

"આહ ! એ વાત સાંભળતાંજ મને તો ગલગલીઆ થાય છે." નાનાલાલે ટીકા કરી.

"એ નવી પુતળીને તું કેવી રીતે જીતી આવ્યો ?"

"હજું મેં તેને જીતી નથી."

"તે સુંદર છે ?"

"અરે ! સુંદર તો કેવી ? જાણે સ્વર્ગની પરી !"

"તે કોના જેવી છે ?"

"આહ ! એવો સવાલ ન પુછ. મુળ મુદ્દો એ છે કે તે મને ખુબ ગમી છે."

"ત્યારે એ રૂપસુંદરીના દર્શન અમને ક્યારે કરવા દેશે ?"

"એ મારી થાય કે તરત—"

"હજી તે તારી થઇ નથી ?"

"નહિ."

"પણ તું તો પંખી મેલની ઝડપે પ્રેમમાં પડે છે અને સામાનો પ્રેમ જીતી લે છે. આ પંખીને જોવા માટે અમે તલસી રહ્યા છીએ. તું એ ત્રણ દિવસમાં ફાવસેને ?—"

"મને એમ લાગતું નથી-"

"એક અઠવાડીયું ?"

"ઠીક છે. હું તમારી ચેલેંજ સ્વીકારૂં છું."

"તો જા લગી ! જો એક અઠવાડીઆમાં તું એને જીતી આવે તો અમે તને તાજમહાલમાં ડીનર આપીશું; ને તું હારે તો તું અમને ડીનર આપજે."

"કબુલ !"

મિત્રો સાથે સરત બકયા પછી સમરસિંહ જુવાન મેનકાને ફસાવવા માટે વધુ આતુર બન્યો. "જો હું આ સુંદરીને ફસાવીસ નહિ તો મારા મિત્રોમાં મારી મશ્કરી થશે. મેનકાએ પૈસા લેવાની ના પાડી એ ખરી છે; પણ પઇસાથી શું શું ખરીદી શકાય છે. તેનું એને ભાન નથી. હું એને કીંમતી કાશ્મીરી શાલ, સટીનના સ્લીપર અને સુંદર મોજાં ભેટ મોકલીશ......"

આ વિચાર થયા પછી બીજે જ દિવસે જાગીરદારની બધી ભેટ લઇ અર્જુન એ રંગીલી હરજણના રૂમમાં ગયો તેને પોતાના શેઠના હુકમ મુજબ મેનકાને બીજે દિવસે જાગીરદારને ટાઇમ આપી જવાની વિનંતી કરી.

પાએક કલાક પછી અન્તુન ગંભીર અને દિલગીર ચહેરે પાછો ફર્યો.

“ શું છે અન્તુન ! તને ભૂતે ભખી નાખ્યો હોય એવો કેમ લાગે છે ?”

“ સરદાર ! મેં આવો આવો બનાવ કદિ જોયો નથી. મેનકા સામાન્ય દરજણ હોવા છતાં તેણે તમારી ભેટ સ્વીકારવાની ના પાડી.”

“ શું ?”

“ મીસ મેનકાએ બધી ચીજો પાછી મોકલી સરકાર !”

“ તારી ભુલ થઇ હશે, અન્તુન !”

“ મને માફ કરો સરકાર ! સેંકડે તમારા આવા ઘણા કામ ફત્તેહમંદીથી પાર પાડયા છે, મેં મારાથી બનતું કરવામાં બાકી રાખી નથી. મેનકાને ત્યાં જઇ સઘળી ચીજો તે જુએ એવી રીતે ટેબલ પર મુકી મેં તેની પ્રસંસા કરી અને પછી તમારો સંદેશો કહયો. તે શાલ, સ્લીપર વિગેરે જોઇને હસી અને ઉભી થઇ બોલીઃ “ ઘણીજ સુંદર શાલ છે. સ્લીપરો પણ ફાંકડી છે. પણ સરદાર સાહેબને સલામ સાથે કહેજે કે એ ચીજોની જરૂર નથી. તેમની મહેરબાની માટે હું તેમનો આભાર માનું છું. કાલે હું ટાઇ લઇ આવીશ. આ ચીજો પાછી લઇ જા.” મેં ઘણી આનાકાની કરી. જો હું ભેટ પાછી લઇ જાઉં તો તમે મારા પર ખીજવાશો એમ કહી ભેટ સ્વીકારવાની મેં વિનંતી કરી પણ તે એકની બે થઈ નહિ. તેણે બધી ચીજો એકઠી કરી મારા

હાથમાં મુકી દીધી અને મને બળાજબરીથી ધક્કો મારી બહાર કાઢી મૂક્યો."

"અને તું બધી ચીજો પાછી લાવ્યો ?"

"જી સરકાર !"

"તું ગધેડો છે ગધેડો ! ઠીક છે. કાલે એ આવવાની છે ત્યારે જોઈ લેવાશે. એણે શા માટે ભેટ લેવા ના પાડી હશે ? મેં સાધી રીતે કંઈ બદલો તો માંગ્યો ન્હોતો ! આહ ! એ છોકરી વિના મને ચેન પડતું નથી."

બીજે દિને સ્હવારે તે વહેલો ઉઠ્યો અને નાહી ધોઈ સારામાં સારા વસ્ત્રો પહેરી મેનકાની રાહ જોવા લાગ્યો. તેણે ભેટની સઘળી ચીજો દિવાનખાનામાં મેનકાની નજર પડે એવી રીતે ગોઠવી.

બાર વાગે મેનકા આવી અને અન્તુન તેને માનથી દિવાનખાનામાં મૂકી ચાલ્યો ગયો. મેનકાએ જાગીરદાર તરફ જોઈ મીઠું હાસ્ય કર્યું પણ સમરસિંહે જરા ખીજવાટનો ડોળ કર્યો. તેણે મેનકાને હાથના ઈસારાથી ખુરસી પર બેસવા કહ્યું.

"તમારી ટાઈ તૈયાર છે, સરકાર !"

"ઓહ ! હું તો એ વાત ભુલીજ ગયો હતો."

"તમારો નોકર મને કાલે કહી ગયો હતો કે તમને ટાઈની જરૂર છે."

"મારો નોકર ગયેલો છે. મીસ મેનકા! આપણે ખુલ્લા દીલથી વાત કરીએ તેમાંજ સાર છે. ટાઈ તો તમને મળવાનું ખાલી બ્હાનું છે. તે તમે સમજો છો. હવે કહો તમે મારા તરફની ભેટ શા માટે ન સ્વીકારી?"

"તમે કહેશો કે તમે એ ભેટ મારા પર શા માટે મોકલી હતી?"

"ઓહ! તું ઘણીજ ચાલાક છે. મને લાગે છે કે આપણે સઘળા પાના ટેબલ પર નાખવા પડશે."

"મને પાના રમતાં આવડતુંજ નથી."

"મારો મનોભાવ ન સમજવાનો ડોળ ના કર. મેનકા! હું તને ચાહું છું."

"હું તે માનતી નથી."

"હું તને એ માનવાની ફરજ પાડીશ. તું પ્રેમ વિના આખી જીંદગી ગુજારવા માગતી નથી ને?"

"મેં એમ કહ્યુંજ નથી."

"તો પછી હું તને પ્રેમ કેવી લહેજ્જત ભરી ચીજ છે તે શીખવીશ. હું તને સુખી કરીશ. બીજી સ્ત્રીઓ તારા સદભાગ્યની અદેખાઇ કરશે."

"પુરૂષો કુવારી છોકરીઓને ભ્રષ્ટ કરવા તૈયાર થાય છે ત્યારે આવીજ મીઠી મીઠી વાતો કરે છે."

"પણ હું મારૂં વચન વફાદારીથી પાળીશ. તારૂં સ્વપ્નુ હું સાચું પાડીશ. હું તને તારો પોતાનો બંગલો, ગાડી ઘોડા, નોકર ચાકર, વસ્ત્રાલંકાર અને મહિને બે હજાર રૂપીઆ આપીશ. તને મારી વાત ગમે છે?"

"ઘણી—ઘણીજ ગમે છે. ઓહ! એ બધું મળે તો કેવી મઝા પડે?" પણ એ કેટલા દિવસ ચાલશે?"

"જ્યાં સુધી તું મને ચાહે ત્યાં સુધી."

"એમ કહો કે તમે મારાથી કંટાળી જાઓ ત્યાં સુધી."

"ઓ મેનકા! હું તને બીજી સ્ત્રી કરતાં વધુ ચાહું છું એટલે હું તને બીજી રમણીઓ કરતાં વધુ વાર ચાહીશ. બોલ, મારો પ્રેમ તું મંજુર રાખે છે ને?"

"નહિ."

"શા માટે નહિ? વ્હાલી! બોલ, તને શું જોઇએ છે? હું તું માગે તે આપવાને તય્યાર છું, તું મને ધિક્કારતી નથી–તને મારી સુચના ગમે છે–તો પછી તને શું જોઇએ છે?"

"મેનકા થોડીવાર વિચારમાં પડી. પછી તેની આંખો ઢળી ગઇ.

"મારા વિચાર હું જાહેર કરીશ તો તમે મને મુરખી ગણુશો."

"ખુબસુરત રમણી કદિ મુરખી ગણાતીજ નથી. તેને ગમે તેવા તરંગ કરવાનો હકક છે.

"પણ આ તરંગ નથી-આ તો મારી સલામતીનો સવાલ છે. સરદાર ! એક નાદાન બાળા સોળ વર્ષની થાય ત્યાં સુધી તેને ઉછેરવાનો કેટલો ખર્ચ થાય તે મને કહેશો ?"

સમરસિંહ મેનકા તરફ ભારી અજાયબીથી જોવા લાગ્યો.

"તેની સાથે આપણને શો સંબંધ છે ?"

"ઘણોજ...પહેલા મારા સવાલનો જવાબ આપો."

"મને એવી વાતની શી ખબર પડે ? હું એવી માથાકુટ કરતો નથી ?"

"એ વાત ખરી; પણ આશરે કેટલો ખર્ચ થાય તે તો કહો."

"થતા હશે— પાંચશો હજાર—"

"નહિ. તેથી પાંચ સાત ગણા—"

"શું ? એક બાળક માટે સાત હજાર ?"

"સરદાર ! બાળકને ખાવાનું જોઇએ, કપડા જોઇએ, તેને કેળવણી આપવી જોઇએ. વળી છોકરીના લગ્ન કરતી વખતે ખરચ થાય, જમાઇને પહેરામણી આપવી પડે ! તમે તો પાંચ સાત હજાર એક નાચના મુજરા પાછળ ઉડાવી દો છો પણ એક બાળાના પોષણ માટે એટલી રકમ મોટી ધારો છો ? તમે મરદો કેટલા વાતકી છો.."

"ભાઈ, તું કહે તે ખરૂં—એક છોકરીને મોટી કરતાં સાત હજાર જોઇએ. પણ મહેરબાની કરી એ વાત જવા દેને ? આપણા

પ્રેમ સાથે કોઈ છોકરીને મોટી કરવા સાથે શો સંબંધ છે? મેનકા! મને હવે ના ટવળાવ હો!—"

"સરદાર! મારી વાત સાંભળો...જો હું તમારે શરણે થાઉં અને પછી એક બાળકની ધારો કે એક નાની છોકરીની માતા થાઉં તો તેને ભણાવી ગણાવીને હું સુખી કરવા માગું છું. મારી દીકરીને પણ જુવાનીમાં સ્વાર્થી પુરૂષો ભ્રષ્ટ કરે તે મને પસંદ નથી. મને તમારા જેવા આશકો પર વિશ્વાસ નથી એટલે હું તમારી વાસનાની તૃપ્તિ કરૂં તે પહેલાં મારી દીકરીનું પૂરતું રક્ષણ કરવા માગું છું."

જાગીરદાર અવાક થઈ ગયો. થોડીવાર વિચાર કરી બોલ્યો:

"ત્યારે તું મારી થાય તે પહેલાં તને સાત હજાર રૂપીઆ જોઈએ છે-એમજ ને?"

"હા સરદાર!"

"બહુ થયા—"

"હું મોંઘી નથી સરદાર! પણ પેલી નાની છોકરી..."

"નાની છોકરી? હજુ તો તને છોકરી થઈ નથી? તને છોકરી થાય ત્યાં સુધી થોભી જા—"

"અને પછી રોઈ રહું?—"

"તને એમ લાગે છે?"

"મારી ખાત્રી છે કે હું રોઈ રહીશ." એમ કહી મેનકા એવી તીક્ષણ નજરે જાગીરદારને જોઇ રહી કે સમરસિંહની આંખો નીચી નમી ગઇ.

"કદાચ મારી વાત ખરી પણ પડે."

બન્ને વચ્ચે થોડીવાર ગંભીર મૌન છવાયું. પછી મેનકા શાંતિથી હસતી હસતી ઉભી થઇ.

"સાહેબજી, સરદાર!"

"તું જાય છે?"

"મને લાગે છે કે આપણી વાતચીત પુરી થઈ છે."

"હા...મને જરા વિચાર કરવા દે..."

"તમારે જોઇએ તેટલો વિચાર કરો અને તમને લાગે કે એ મૂર્ખાઈ છે તો મને ભુલી જજો."

"ત્યારે તું મશ્કરી કરતી હતી?"

"નહિ. હું સાચુંજ કહું છું."

"સાત હજાર જેવી મોટી રકમ કોઇ પાસે રાખતું નથી."

"મને ઉતાવળ નથી. તમારી સગવડ થાય ત્યારે મને કહેજો. સાહેબજી!" કહી તે મદમાતી ચાલે ઓરડામાંથી બહાર નીકળી ગઇ.

"આ સામાન્ય દરજાણના સાત હજાર રૂપીઆ?" મેનકા ગયા પછી જાગીરદાર બબડયો. "હું એવો મુરખો નથી....એ બલા નાની

છોકરીની વાત કરીને મારૂં માથું ખાઇ ગઇ?... હું ધારૂં છું કે સરલાને પણ છોકરીજ થઇ હતી...પણ મારે તેની હવે શા માટે માથાકુટ કરવી જોઇએ."

બે દિવસ સુધી તેણે મેનકાને ભુલવાનો પ્રયત્ન કરી જોયો પણ તે સફળ થયો નહિ. ત્રીજે દિવસે તે વહેલો ઉઠયો. તેનું માથું દુ:ખતું હતું. "સાત હજાર રૂપરડી માટે મારે શા માટે આવી ચિંતા વહોરવી? કાલે મારી સરતની મુદત પુરી થશે ને મારા દોસ્તો મને હસશે. નહિ. આજેજ મેનકા મારી થશે."

બપોરે તે બેંકમાં ગયો અને સાત હજારની નોટ લઇ આવ્યો. મોરોકકો લેધરની એક સુંદર પાકીટમાં નોટ નાખી અને અન્તુનને બોલાવી કહ્યું લે આ મેનકાને આપી આવ અને તે મને કયારે મળવા માગે છે તે પુછી આવ."

અન્તુન થોડીજવારમાં હસતો હસતો પાછો ફર્યો.

"સાહેબ! પાકીટમાંની નોટ જોઇ તે ખુશી ખુશી થઇ ગઇ. તેણે કહેવડાવ્યું છે કે "આજે રાતે અગીઆરથી બારની વચ્ચે મારા રૂમમાં આવજે."

"આહ! આખર એ ફસી." જાગીરદાર સંતોષથી હસ્યો.

આખરે રાતના અગીઆર વાગ્યા છતાં જાગીરદાર હોટલમાંના બધા માણસો સુઇ ગયા ત્યાં સુધી થોભ્યો. બારના ટકોરા થતાં તે

મેનકાના રૂમ તરફ ગયો. બારણાને હાથ લગાડતાંજ તે ઉઘડી ગયા. મેનકાએ તેના સ્વાગતની સઘળી તૈયારી કરી રાખી હોય એમ તેને લાગ્યું કેમકે રૂમમાંની બત્તી પણ બુઝવી નાખવામાં આવી હતી અને મેનકા પલંગ પર પડી તેની રાહ જોતી હોય એવો તેને ભાસ થયો.

કામી જાગીરદાર અંધારામાં પલંગ પાસે ગયો પણ મેનકાને ભેટવાને હાથ લગાડતાંજ તે ભોંઠા પડી ગયો. પલંગ ખાલી હતો. તેણે દીવાસળી સળગાવી અને ગંભીર રાત્રીની નિરવતામાં તેને ભાન થયું કે મેનકા ઉડંછુ થઇ ગઇ છે. દીવાસળીના પ્રકાશમાં તેને જણાયું કે ટેબલ પર તેણે મેનકાને આપેલી બધી ભેટનો ઢગલો પડ્યો હતો અને સૌથી ઉપર એક સફેદ રેશમી ઘાઘરો હતો. ઘાઘરાને પીન મારીને એક ચીઠ્ઠી લગાડેલી હતી. આ ચીઠ્ઠી પોતાનીજ હશે એમ ધારીને સમરસિંહે તે વાંચવા માંડી:

સરદાર સાહેબ,

હું ચાલી ગઇ છું. મને શોધવાની નિષ્ફળ તસ્દી લેશો નહિ. હું તમારી નોટ લઇ જાઉં-છું કેમકે મને સાત હજારનીજ જરૂર હતી. બીજી તમારી ચીજો પાછી આપી જાઉં છું. તમે મારા સફેદ ઘાઘરા પર મોહી પડ્યા હતા તેથી તે પણ હું મેલી જાઉં છું પણ હું પાછી આવું ત્યારે મને મારો ઘાઘરો પાછો જોઇશે. હું તમને ફરી મળીશ ત્યારે મારા વર્તનનો ખુલાસો કરીશ.''

જાગીરદાર પત્થરના પુતળા જેવો ઉભો રહયો. તે પછી તેનો ગુસ્સો ફાટી નીકળ્યો. તેણે પેલી ચીઠીના ટુકડે ટુકડા કરી નાખ્યા અને પોતાના રૂમમાં જઈ બરાડયો. "અન્તુન ! બદમાસ ! તેં મેનકાનું મારી પાસે શા માટે નામ લીધું હતું ? ગધેડા !..."

---

# પ્રકરણ ૧૬ મું.

## ત્રણ વાંદરા.

ઉપલો બનાવ બન્યા પછી બે મહિના બાદ એક સાંજે પાંચ વાગાના શુમારે વિકટોરીઆ ગાર્ડનમાં વાંદરાના પીંજરા પાસે આપણા જુના દોસ્ત નથુભાઇ બેચેનીથી આમતેમ આંટા મારતા હતા. તે મેનકાનો ઘાઘરો લઇ ગામ ગયો હતો. પોતાના બૈરીને તેણે એ ઘાઘરો બતાવ્યો ન્હોતો. પણ તેના હાથમાં એ અજબ વસ્તુ આવ્યા પછી તેની ઉંઘ ઉડી ગઇ હતી. તેની સ્ત્રી તેનો ઉંત્રણુસી સ્વભાવ નષ્ટ થયલો જોઇ રાજી થઇ અને મુંબઇની હવા તેને માફક આવેછે એમ માની બેઠી.

વૈશાખ મહિનાની એક સવારે તેને નીચેનો પત્ર મળ્યો, અને તે મળતાંવાર તે મુંબઇ દોડી આવ્યો.

સાહેબ,

બે ત્રણ મહિના પહેલાં તમે મને મળ્યા હતા. જો તમે મને પાછા મળવા માગતા હો તો તા. ૧૦મી જુને વિકટોરીઆ ગાર્ડનમાં સાંજે છ વાગે વાંદરાના પીંજરા પાસે મારી રાહ જોજો. મહેરબાની કરીને મેં તમને પેલા હોટલમાં જે ઘાઘરો ઉતારી આપ્યો હતો તે પણ સાથે લેતા આવજો.

લી.

મેનકા.

નથુભાઇ પાંજરા આગળ આંટા મારતો હતો તે વખતે એક બીજો પુરૂષ પણ ત્યાંજ ફરતો હતો. તે સુંદરદાસ હતો અને મેનકાએ તેને પણ આવોજ પત્ર લખ્યો હતો. કદાચ પોતાના પૈસા પાછા મળશે એવી આશાથી સુંદરદાસ મેનકાના કાળા ઘાઘરાનું બંડલ લઇ વખત પહેલાં આવી પુગ્યો હતો.

ઘડીઆળમાં સાડાપાંચ વાગતાં સરદાર સમરસિંહ આવી પહોંચ્યો. તેને ઘાઘરો ઉંચકી આવવાનું ન ગમવાથી તે એક નોકરને સાથે લાવ્યો હતો. ત્રણે જણ વાંદરાના પાંજરા પાસેજ ફર્યા કરતા હતા અને બીજા બે આજ જગાએ કેમ આવ્યા હશે તે માટે અજબ થતા હતા. આખરે નથુભાઇથી ન રહેવાયું. તે સુંદરદાસ પાસે જઇ બોલ્યો.

"શેઠ! કેટલા વાગ્યા તે કહેશો? મારે છ વાગે એક જણને મળવાનું છે ને મારા ઘડીઆળમાં સવાછ થવા આવ્યા."

"મારે પણ છ વાગાનું એપોઇંટમેંટ છે." સુંદરદાસે કહ્યું.

"સ્ત્રીઓ કદિ નિયમિત હોતી નથી."

"ખાસ કરીને યુવાન અને સુંદર સ્ત્રી—"

"પણ જો મેનકા સાડા છ સુધીમાં ન આવે તો હું તો ચાલ્યો જઇશ." સરદાર બબડયો.

(વધુ માટે જુઓ પાનું ૧૪૪ મું.)

# સરલાની દાસી.

સાંજનો સમય હતો. હેંગીંગ ગાર્ડન પર એક સુરમ્ય કુંજમાંની બેંચ પર બે યુવાન ખુબસુરત લલનાઓ શીતળ સમીરની મંદમંદ લહરીનો લ્હાવો લેતી બેઠી હતી. પુષ્પોનો મધુર પરાગ હૃદયને ઉન્મત્ત બનાવતો હતો. આ સ્થળેથી સામેનો ચોપાટીનો દરિઓ સ્પષ્ટ દેખાતો હતો. અને બંન્ને લલનાઓ આછા સ્મિત સાથે કોઇ કોઇવાર સમુદ્રના ઉછળતા તરંગ પર નજર ફેંકતી હતી.

એવામાં એક રમણીએ નિસાસો નાખ્યો.

" કેવી મધુર સંધ્યા ! આવી રમણિય સૃષ્ટીલિલા તેં કદિ જોઇ છે ? સરલા !–"

" નહિ છતાં જાણે અત્યારે કંઇ ચીજની ખામી હોય એમ મને લાગે છે." સરલાએ જવાબ આપ્યો.

" શાની ? મને કંઇ ખામી લાગતી નથી. હું તદ્દન સુખી છું. સુંદર પુષ્પો, મધુર પરાગ શિતળ સમીર–પછી તને વધુ શું જોઇએ ?" તરલાએ પૂછ્યું.

" પ્રેમ."

" બંન્ને મૌન થઇ એક બીજાને જોઇ રહી.

" મને પ્રેમની જરૂર છે. મને કોઇપણ હોય–ભલે એક કુતરો પણ હોય–પણ મને પ્રેમ જોઇએ. તું ગમે તે કહે

તરલા ! પણ પ્રેમ વિનાનું જીવતર નકામું છે." સરલા થોડી વાર પછી બોલી.

"ઓહ ! હું તારા મત સાથે મળતી થતી નથી. મને સ્વતંત્ર જીંદગી ગમે છે. પ્રેમ એટલે શું ?–" તેણે આમ તેમ નજર કરી અને તેની નજર તેની ગાડીના કોચબોક્ષ પર બેઠેલા કોચમેન પર પડતાં તે બોલી: "તું એમ ધારે છે કે મારો ઘોડાવાળો મને ચ્હાય તો તેની હું દરકાર કરૂં ?"

સરલા આછું હસી ને ધીમે અવાજે બોલી: "બ્હેન ! હું તને ખાત્રી આપું છું કે નોકરના પ્રેમમાં બડી લહજ્જત છે. હું ઘણીવાર મારા નોકરોના પ્રેમમાં પડી હતી. આહ ! તે વખતે એ બિચારાઓ મારા કૂતરા પેઠે વર્તતા તે જોઇ મને ઘણીજ રમુજ ઉપજતી. કાઇવાર મારે લાલ આંખ પણ બતાવવી પડતી. એક જણને તો મારે નોકરી પરથી રજા આપવી પડી હતી.

તરલા લક્ષપૂર્વક સાંભળી રહી અને ફરીથી પોતાના ઘોડાવાળા તરફ જોઇ બોલી: "હશે. મને મારા ઘોડાવાળાના હૃદયની કંઇ જરૂર નથી. પણ તું તારા નોકરો સાથે શી રીતે પ્રેમમાં પડી હતી તે તો કહે. એ લોકો તને ચાહે છે તે તેં શી રીતે જાણ્યું હતું ?

"ગાંડી ! શું નોકરો પુરૂષ નથી ? બીજા પુરૂષોની પેઠે તેઓ પણ પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે. જ્યારે પુરૂષ પ્રેમમાં પડે છે ત્યારે તે પોતાની માશુક પાસે મુર્ખ બને છે, તેની જીભ સીવાઇ

જાય છે, અને શું કરવું ને શું નહિ. તેની તેને સમજ પડતી નથી.

"તેથી તને શી લાગણી થતી ! તારૂં જીગર વીંધાઇ જતું કે તું જરા મલકાતી ?"

"જીગર વીંધાવાની વાતજ ના કર; પણ કોઇપણ પુરૂષ એક સ્ત્રી પર મોહી પડે ત્યારે તે સ્ત્રી જરા મલકાયા વિના રહેતી નથી. મારા નોકરોનો પ્રેમ જોઇને હું પણ મલકાઇ હતી.

"આહ ! તું પણ જબરી લાગે છે."

"સાંભળ. હું તને એક અજબ જેવો પ્રેમ કીસ્સો કહેવા માંગું છું." સરલાએ પોતા ની વીતક વાત શરૂ કરીઃ "ચારેક વર્ષની એ વાત છે. પાંચ છ મુખ્ખી ધાટણો સાથે પાના પડયા પછી મને એક દાસીની અનિવાર્ય જરૂર જણાઇ. એક દિવસ મેં એક દાઇની જાહેર ખબર વાંચી. તે સીવણ ભરત જાણતી હતી, સુંદર વાળ ઓળવામાં પ્રવીણ હતો અને થોડું અંગ્રેજી પણ જાણતી હતી. મેં તેને બોલાવી. તે મધ્યમ કદની, પાતળી અને જરા ફીક્કા ચહેરાની હતી. તેની આંખો કાળી અને પ્રેમાળ હતી. મેં તેને તરત રાખી લીધી. તેનું નામ ગુલાબ હતું. દરેક કામમાં તે પ્રવિણ હતી. તે મને એવી સહાઇથી વસ્ત્રો પહેરાવતી કે મને તેનો હાથ પણ લાગતો નહીં. તે મારા વાળના ગુચ્છા પાડતી તે જોઇને મારા પતિ ગાંડા ઘેલા થઇ જતા. હું બાથ રૂમમાં સ્નાન કરી આવું તે પછી તે મારી ચંપી કરતી. અને મને તરત મીઠી

ઊંઘ આવી જતી. થોડાજ વખતમાં હું તેને હાસીને બદલે ;બહેન-પણી જેવી ગણવા લાગી.

"એક દિવસ અચાનક અમારો ભટ મારી પાસે ગભરાયલો ગભરાયલો આવ્યો ને બોલ્યો:

"બાઇ ! નીચે પોલીસ ઇન્સપેક્ટર આવ્યો છે." તેણે મને ખબર આપી.

"પોલીસ ઇન્સપેક્ટર ? અહિં તેનું શું કામ છે ?"

"બાઇ ! તે આપણા ઘરની જડતી લેવા માંગે છે. ને કહે છે કે આ ઘરમાં કોઇ ગુન્હેગાર છુપાયેલો છે."

"આ સાંભળી હું મુંઝાઇ—જરા ડરી પણ ખરી. પણ કાયદા આગળ હું લાચાર હતી. મેં પોલીસ ઇન્સપેક્ટરને ઉપર બોલાવ્યો. તે વિવેકી ગૃહસ્થ હતો. તેણે મને દાખલ કરવા માટે દિલગીરી દર્શાવી કહ્યું: "અમારી ખાત્રી છે કે તમારા નોકરોમાંજ એક ગુન્હેગાર છે."

"અશક્ય !" હું બબડી: "હું તમને બધાના નામ કહું પેલો ભટ ગિરજાશંકર—તેને તો તમોએ હમણાંજ જોયો."

"તે મારો માણસ નથી."

"મારો ઘોડાવાળો ભીખો."

"તે પણ નહિ."

" રામો છઉં."

" તે પણ નહિ."

" ત્યારે તમારી ગંભીર ભુલ થાય છે."

" નહિ. બાઇ ! મારી એમ ખાત્રી થવાની નથી. મહેરબાની કરી તમારા બધા દાસ દાસીઓને મારી સાંમે બોલાવો.

તે સભ્યતાથી વાત કરતો હતો; પણ તેની મક્કમતાથી મને લાગ્યું કે તેને તાબે થયા વિના છુટકોજ નથી."

" તરતજ ઘંટડી વગાડી મેં બધા દાસ દાસીઓને દિવાનખાનામાં બોલાવ્યાં. ઇન્સપેકર તેઓને તિક્ષણ નજરે જોઇ રહયો."

" હજી કોઇ બાકી નથી ?"

" મારી દાસી છે. પણ તે ઘણી ડાહી છોકરી છે."

" મહેરબાની કરી તેને બોલાવશો ?"

" જરૂર." મેં ગુલાબને બોલાવી મંગાવી. તે જેવી દિવાનખાનામાં દાખલ થઇ કે ઇન્સપેક્ટરે પોતાના બે સાથીઓને કંઇ ઇસારો કર્યો અને તેઓએ ગુલાબને પકડી બેડી પહેરાવી દીધી. હું ગુસ્સે થઇ ગુલાબને બચાવા ઉભી થઇ પણ ઇન્સપેકટરે મને અટકાવી.

" બાઇ સાહેબ ! આ તમારી દાસી ગુલાબ " સ્ત્રી " નથી પણ રામલાલ નામનો બદમાસ છે. ચાર વર્ષ પહેલાં તેને ખુન અને બળાત્કારના ગુનાહ માટે ફાંસીની સજા થઇ હતી.

પાછળથી સરકારે દયા કરીને તેને દેશનિકાલની સજા કરી હતી. પણ એ જેલમાંથી નાસી છુટયો હતો. તમે કહો તો એ રામલાલજ છે તેની તમને સાબીતી કરી આપું. એના જમણા હાથ પર "રામલાલ" શબ્દ ચીતરાયેલો છે."

"ગુલાબના પોલકાની લાંબી બાંહ ઉંચી કરતાં ઇન્સપેક્ટરની વાત ખરી માલુમ પડી.

"એ બોહો મારી હાસીને પકડી ગયા તેથી હું ગભરાઇ ગઇ. ગુલાબ મને બનાવી ગઇ હતી-તે મારે ત્યાં આ વેષે રહી હતી-તેણે મને વસ્રો પહેરાવ્યા હતા-મારી ચંપી કરી હતી-તે માટે મને શરમ ન ઉપજી-પણ—"

"પણ શું ?" તરલાએ પૂછયું.

"જરા વિચાર તો કર, એ હાંકડા યુવાનને બળાત્કાર માટે સજા થઇ હતી......મને એની વાસનાનો ભોગ થયેલી આની ઇર્ષ્યા આવી હતી. હવે તું સમજી ?

તરલાએ કંઇ જવાબ વાળ્યો નહિ. તે પોતાના બીડાવાળાના કમલાના ચળકતા બટન તરફ સ્થિર નજરે જોઇ રહી...અને હસી, આવું ભેદી હાસ્ય સ્રીઓ આવી વખતેજ હસે છે.

# મોતીનો હાર.

મણી મોહક, ચાલાક અને હોંસીલી હતી. તેને મોટા મોટા અભિલાશ હતા. બ્રહ્માએ તેને ગરીબને ઘેર જન્મ આપવા માટે તે હમેશાં દોષ દેતી. તેને રાણી થવાના શેઠાણી થવાના કોડ હતા. તેનામાં બુદ્ધિ હતી. પણ પૈસા ન્હોતા તે તરંગી હતી; પણ તેની કલ્પના સફળ કરવામાં તેને કોઇની સહાય ન્હોતી. તે કેળવણીખાતામાં કારકુનગીરી કરતા એક સાધારણ માણસને પરણીને સાસરે ગઇ.

તેની રીતભાત સંસ્કારી હતી. વાત કરવાનો તેને ભારી શોખ હતો અને ઓછી કેળવણી હોવા છતાં તે રસભરી વાત કરી શકતી. તેનો પતિ સરકારી ઓફીસમાંથી મહિને સીતેર રૂપીઆ લઇ આવતો ને તેમાંથી એક પાઇ પણ બચતી નહિ. મણીને તેની ગરીબી કાંટાના પેઠે સાલતી. તેના શ્રીમંત સખીઓ જાત જાતના વસ્ત્રાલંકારો પહેરતી તેઓની તેને ઇર્ષા આવતી. તેને અમદાવાદમાં ખાડીઆમાં આવેલા પોતાના નાના ઘરમાં ટેબલ ખુરશી, કબાટ વિગેરે ફરનીચર વસાવવાના હોંસ હતા. સોના ચાંદીના વાસણો માટે મણી તલસતી હતી. રોજ તેને નવા નવા મિષ્ટાન્ન જોઇતા હતા. પણ પતિની ટુંકી કમાણીમાંથી દાળ ભાત શાક ને રોટલીજ મળતા તેથી તેને બહુ અસંતોષ રહેતો. તેનો પતિ આવી હાલતમાં પણ સંતોષ માનતો તે જોઇને મણી ગુસ્સે થતી. તેના પાસે જરી ભરેલી રેશમી સાડી ન્હોતી. હીરા મોતીના

અલંકારો ન્હોતા. અને તે વસ્ત્રાલંકારોથી પોતાની સુંદર દેહને શણગાર "સુંદરતાની રાણી" ગણાવાને વલખાં મારતી હતી.

તેની એક સખી ઘણી શ્રીમંત હતી. બચપણમાં બન્ને સાથે ભણી હતી. પણ હવે મણી તેને ત્યાં જતી ન્હોતી. કોઇવાર તે પોતાની સખીને ત્યાં જઇ આવતી તો તેના ઘરના રાચરચીલા સાથે પોતાનું કંગાળ ઘર સરખાવી દુઃખી થતી અને દિવસો સુધી એકલી એકલી રડયા કરતી.

એક દિવસ સાંજે તેનો પતિ હસતો હસતો આવ્યો અને તેના હાથમાં એક કાર્ડ મુકી બોલ્યો: "લે–રાજી થા."

મણીએ કાર્ડ વાંચ્યો. અમદાવાદના શ્રીમંત સાહુકાર સર ઇશ્વરલાલ કમીશનરના માનમાં "એટ હોમ"નો મેળાવડો કરનાર હતા તેમાં આ દમ્પતિને આમંત્રણ જોઇ મણી રાજી રાજી થઇ જશે એવી આશા રાખી હતી પણ મણી ઉલટી દીલગીર થઇ. તે કાર્ડ ફેંકી દઇ બોલી: "આ કાગળને હું શું કરૂં? ખાઉં?

"વ્હાલી! "એટ હોમ" માં મોટે ખાંચરેના માણસો સાથે પીછાન થશે અને તને ઘણી ગમ્મત પડશે. તું હમણાં હમણાં કોઇ જગાએ જતી નથી. આવા આમંત્રણો આપણા જેવાને મળતા નથી. મને આ આમંત્રણ મેળવતાં ઘણી મુશ્કેલી નડી હતી તું ત્યાં જાતજાતના સ્ત્રી પુરૂષો જોઇ શકશે."

"હા. પણ હું પહેરીશ શું?"

"કેમ ! નાટકમાં જતી વખતે તું જે સાલ્લુ પહેરે છે તે.
ને આ ડ્રેસ ઘણોજ શોભે છે..."

તે અટકયો. મણીએ આંસુ ખાળવાની ઘણી કોશીષ કરી. પણ નિષ્ફળ થઇ. તેની આંખમાંથી દડ દડ આંસુ વહી રહ્યાં. અંતે તે આંસુ લુછી નાખી બોલીઃ

"હું નથી આવવાની કેમકે મોટા માણસોમાં જવા લાયક સ્ત્રો મારી પાસે નથી. તમે આ કાર્ડ તમારા કોઇ મિત્રને આપો કે જે પોતાની સ્ત્રીને સારી રીતે શણગારીને લઇ જઇ શકે."

ઘનશ્યામલાલ મણીની નિરાશા સહી શકયો નહિ.

"રડ ના, વ્હાલી ! બોલ, તને મનપસંદ સાડીનો કેટલો ખર્ચ થશે.

મણીની આંખો હસી રહી. તે થોડી વાર વિચાર કરી બોલી. મને બરાબર ખબર નથી. પણ સાઠ પોણોસોની સાડી ચાલશે."

તે વિચારમાં પડયો. તેની તબીઅત લથડતી જતી હતી ને હવાફેર કરવા માટે તેણે સો એક રૂપીઆ બચાવ્યા હતા. મણીનો હસતો ચહેરો જોઇ તે તબીઅતનો ભોગ આપવા તૈયાર થયો.

"વારૂ—કાલે હું તને સાડી અપાવીશ."

બીજે દિને સાડીની ખરીદી થઇ. મણીએ તે પર પોતાને મનપસંદ ભરતકામ કરાવ્યું. "એટ હોમ" ને હવે બેજ દહાડાની

વાર હતી. ઇશ્વરલાલ સાડી અપાવી નિરાંત થયો હતો. પણ હજી મણીના દુઃખનો અંત આવ્યો ન્હોતો.

"તારો ચહેરો કેમ ઉતરેલો દેખાય છે?"

"સાડી તો આવી; પણ હું ગળામાં શું પહેરીશ? અડવે હાથે હું મેળાવડામાં શી રીતે આવું?"

"માથામાં ફુલની વેણી પહેરજે. તને ખબર છે કે તું વેણી પહેરે છે ત્યારે કેવી મોહક લાગે છે!

"નહિ. વેણી તે કંઇ ચાલે? આવા મોટા માણસો મારા શરીર પર કંઇ અલંકાર ન જુએ તો શું ધારે?"

"તો તારી મેના બહેન પાસેથી થોડાક દાગીના માગી લાવ." ઇશ્વર જરા ગુસ્સે થયો.

"અરે હા! એનો તો મને વિચારજ ન આવ્યો."

બીજે દીને મણી પોતાની સખી મેનાને ત્યાં ગઇ અને પોતાની મુશ્કેલી તેને જણાવી. મેનાએ તરતજ તેની પાસે પોતાના જર ઝવે-રાતનો દાબડો મુકી કહ્યું.

"તને જે જોઇએ તે લઇ જા."

દાબડામાં મોતીનો નેકલેસ, સોનાની બ્રેસલેટ, મોતી જડીત બંગડીઓ વિગેરે મોહક અલંકારો હતા. તેણે એક પછી એક બધા દાગીના પહેરી જોયા અને પોતાની ખુબસુરતી

જોઇ ખુશખુશ થઇ ગઇ. તેણે ચાર મોતીની બંગડીઓ અને મોતીનો કોલર પસંદ કર્યાં.

"આજનો દિવસ આટલી ચીજ મને ધીરશે, મેના ?"

"ઘણીજ ખુશીથી લઇ જા બહેન !"

મણી આનંદના આવેશમાં આવી મેનાને ભેટી પડી.

સાંજે તે પોતાના પતિ સાથે બનીઠનીને "એટહોમ" માં ગઇ. તે બધી સ્ત્રીઓ કરતાં ખુબસુરત દેખાતી હતી; મણીના જીવનનો આજે ધન્ય દિવસ હતો. તે પોતાનું જીવન સફળ થયલું સમજી. પુરૂષો તેને ટીકીટીકીને જોતા હતા અને સ્ત્રીઓ તેની સુંદરતાની માંહોમાંહે વાત કરતી હતી. મણી જીતી. સ્ત્રીઓ પર સ્ત્રીની એ જીત હતી. "એટહોમ"માં તેણે ખુબ આનંદ કર્યો. સઘળા અંકુશો તે ભુલી ગઇ. અનેક સ્ત્રી પુરૂષો સાથે તેની ઓળખાણ થઇ અને તે જાણે જન્મથીજ શ્રીમંત સમાજમાં ફરવાને ટેવાયલી હોય તેમ વર્તી. રાતે એક વાગાને શુમારે બન્ને ઘેર આવ્યા.

મણી ખુશમીજાજમાં હતી. ઇશ્વર થાકીને કંટાળી ગયો હતો. તેને બીજે દિને સ્હવારે દશ વાગે ઓફીસમાં હાજરી આપવાની હતી તેથી તે નિદ્રાધીન થવા માગતો હતો. પણ મણી હજુ સુવાને તઇયાર ન્હોતી. તે આયના સામે ઉભી રહી પોતાનું મદમાતું જોબન જોઇ રહી હતી. અચાનક તેનાથી એક ચીસ પડાઇ ગઇ, તેના ગળામાંથી મોતીનો કોલર ગુમ થયો હતો.

"શું છે ?" ઇશ્વરે પુછ્યું.

"મારો કોલર ગુમાઇ ગયો—" તે લથડતે અવાજે બોલી.

"શું ?"

બન્નેએ શોધાશોધ કરી મેલી. મણીએ પોતાના ગજવા અને સાડીના છેડા વારંવાર તપાસી જોયા પણ કોલરનો પતો ન લાગ્યો.

"તું સર સાહેબને ત્યાંથી નીકળી ત્યારે કોલર હતો ?"

"હા."

"ત્યારે ગાડીમાં પડી ગયો હશે. તે ગાડીનો નંબર જોયો હતો ?"

"નહિ."

બન્ને એક બીજા તરફ ગભરાટથી જોઇ રહ્યા.

"હું આખે રસ્તે તપાસ કરી આવું છું." કહી ઇશ્વરલાલ ડગલો ટોપી પહેરી બહાર નીકળ્યો.

સ્હવારે પાંચ વાગે તે ખાલી હાથે આવ્યો. મણી તેના તેજ પોષાકમાં આતુરતાથી પતિની રાહ જોતી બેસી રહી હતી.

પ્રભાત થતાં ઇશ્વરલાલે પોલીસને ખબર આપી અને સઘળા સ્થાનિક વર્તમાનપત્રોમાં જાહેરખબર આપી. બે દિવસ વહી ગયા પણ હજુ કંઇ પત્તો ન લાગ્યો.

"જો, તું એમ કર. આ બંગડી મેના બ્હેનને પહોંચાડી આવ અને કોલર માટે કહેજે કે બે ચાર મોતી તુટી પડવાથી તે સમારવા આપ્યો છે. ચાર પાંચ દિવસમાં શું કરવું તેનો આપણે વિચાર કરીશું." ઇશ્વરલાલે પત્નીને સલાહ આપી. અને મણીએ તેનો અમલ કર્યો.

બીજા પાંચ દિવસ વહી ગયા. ઇશ્વરલાલ ચિંતાને લીધે ફીકો થઇ ગયો.

"હવે નવો કોલર આપ્યા વિના છુટકોજ નથી."

બન્નેએ ઝવેરીઓની દુકાને આંટા મારવા માંડયા અને એક ઝવેરીને ત્યાં મેનાના જેવોજ કોલર માલુમ પડયો. તેની કિમ્મત સોળસો રૂપીઆ હતી.

ઇશ્વરલાલને તેના પિતા તરફથી કંઇ વારસો મળ્યો ન્હોતો. બચતમાં હવે કંઇ રહ્યું ન્હોતું, તેણે કરજ કરીને કોલર ખરીદવાનો નિશ્ચય કર્યો. પાંચ દશ મિત્રો પાસેથી તેણે સોળસો રૂપિયા ઉધાર લીધા અને તેની પ્રમાણિકતા વિષે કોઇને શક ન હોવાથી તેને સહેલાઇથી એ રકમ મળી ગઇ. એ પઇસા વડે તેણે કોલર ખરીદ્યો અને મણી તે મેનાને આપી આવી.

  

હવેજ ગરીબાઇનો ડંખ કેવો કાતિલ હોય છે તેનું મણીને ભાન થયું. પણ તેણે કરજ ભરવામાં પોતાના પતિને મદદ કરવાનો દૃઢ

નિશ્ચય કર્યો હતો. તે હવે બધું ઘરકામ હાથે કરતી—ફાટેલા વસ્ત્રો સીવી સાંધીને વાપરતી અને પઇસાની જરૂર હોય ત્યાં પાઇ વાપરતી. હવે જાડા ચોખા ખાતાં કે શાક વિના ચલાવી લેતાં તે શીખા કરતી નહિ. બહારનું ભરતકામ કરીને પણ થોડુંક કમાવા લાગી. ઇશ્વરલાલે ઓફીસની નોકરી ઉપરાંત બે ત્રણ ટ્યુશન રાખ્યા અને બન્ને ધણી ધણીઆણી સખત મહેનત મજુરી સાથે ભારી કરકસર કરી મહિને ચાળીસ પચાસ રૂપીઆ કરજમાં ભરવા લાગ્યાં. અઢી વરસમાં કોલરનો ખર્ચ ભરાઇ ગયો. એ અઢી વરસમાં મણી આધેડ થઇ ગઇ હતી. તેની આંખો ઉંડી ઉતરી ગઇ હતી અને ગાલપરની રાતી સુરખી ઉડી ગઇ હતી. કોઇ કોઇવાર તે પેલા રમ્ય "એટહોમ" નો વિચાર કરતી; પણ એ વિચાર તેને આઘાત કરતો. જો તે એટહોમમાં સાદા વસ્ત્રમાં ગઇ હોત તો? એ મોતીનો કોલર તેણે ન ગુમાવ્યો હોત તો? તો આજે બન્ને સુખી હોત અને મણી અકાળે આધેડ થઇ ન હોત.

અચાનક એક દિવસ રસ્તામાં મણીને મેના મળી ગઇ. મણી તેને જોઇ ચમકી. શું મેનાને સાચી વાત કહી દેવી? હા. હવે તેમ કરવામાં કંઇ વાંધો નથી કેમકે તેના કોલરના પઇસા ચુકતે ભરાઇ ગયા હતા. આવો વિચાર કરી મણી મેના પાસે ગઇ.

"કેમ છે મેના?"

મેનાએ પ્રથમ તો મણીને ઓળખીજ નહિ; કેમકે અઢી વર્ષમાં મણી તદન બદલાઇ ગઇ હતી.

"તમો કોણ છો, બહેન ?"

"અરે વાહરે ! તું મનેજ ભુલી ગઇ મેના ? હું તો તારી સખી મણી—"

"હા. હા. મણી ! અરે રામ ! બહેન ! તું માંદી હતી ! તારો ચહેરો આવો કેમ થઇ ગયો ?"

"બહેન ! મારા પર ભારી આફત આવી હતી—"

"શાની ?"

"તને યાદ છે ? એક વાર તેં મને મોતીનો કોલર પહેરવા આપ્યો હતો"

"હા."

"તે મેં ખોઇ નાખ્યો હતો."

"જાુઠી ! તે તો તું મને પાછો આપી ગઇ હતી."

"મેં તને બીજો કોલર ખરીદી આપ્યો હતો અને અમે ધણી ધણીઆણી એ રાત દિવસ મહેનત કરી હમણાંજ તેના પઇસા ચુકવ્યા......"

મેના ચમકી. તે મણી તરફ સ્થિર નજરે જોઇ રહી: "શું તું ખરા મોતીનો કોલર ખરીદી લાવી હતી ?"

"હા. તને તારા કોલરમાં જરા પણ ફેર લાગ્યો હતો ?"

"નહિ...અરે રામ રામ ! તમે લોકોએ નકામું દેહને કષ્ટ આપ્યુ. મારો કોલર તો બનાવટી મોતીનો હતો !—"

"હેં !—"

મણીની મનોદશાનું વર્ણન કોઇ કરી શકશે.

# દુધવાળી.

સુર્યનાં બાળકિરણો પૃથ્વી પર નાચી રહ્યાં હતાં. ખેતરોમાં ઉભેલા લીલા પાકની સુગંધિથી વાતાવરણમાં માધુર્ય રેડાતું હતું. મધમાખીઓ ગણગણાટ કરતી પુષ્પે પુષ્પે ભમતી હતી અને રામા પટેલના કોઢારમાં ઢોરો આરામથી ઉભેલા હતા.

બે સ્ત્રીઓ—મા ને દિકરી—હાથમાં મોટી તાંબડી લઇ કોઢારમાં ગઇ. બંને મૌન હતી. વાછરડાં છોડી તેઓએ એકાદ મીનીટ તેમને ધાવવા દીધા. અને પછી ગાયો દોહવા માંડી. ધીમે ધીમે બેઉ જણીએ છ સાત ગાયો દોહી અને દુધથી ભરેલી તાંબડી લઇ બંન્ને ઘરમાં જવા નીકળી.

અચાનક દિકરી ઉભી રહી. તેણે તાંબડી નીચે મુકી અને ઘાસની બીછાતપર બેસી રડવા લાગી.

તેની મા આગળ ચાલતી હતી. પાછળ પગલાં ન સંભળાવાથી તેણે પાછું જોયું અને દીકરીને રડતી જોઇ તે અજબ થઇ બોલી:

"શું છે?"

જુવાન, લાંબી ખુબસુરત ગંગાએ દુઃખદ સ્વરે જવાબ વાળ્યો: "મારાથી તાંબડી ઉંચકાતી નથી."

તેની મા તેના તરફ શંકાશીલ નજરે જોઇ રહી.

"કેમ? તને શું થયું છે?" તે તડુકી.

"હું થાકી ગઇ છું......"

'શાને લીધે"

"ઓ મા! હું બારેપગી છું."

આ શબ્દો સાંભળતાંજ જુઠી–ગંગાની મા–આશ્ચર્યચકિત થઇ ગઇ. તેણે તાંબડી નીચે મૂકી અને જાણે પોતાના કાનપર વિશ્વાસ ન હોય તેમ બોલીઃ "તું–તું બારેપગી છે?"

"હા." ગંગાએ કહ્યું

ભયભીત જુઠી રડતી ગંગા તરફ જોઇ રહી. તે પછી તેનો ચહેરો સખત થયો.

"રાંડ! તું ક્યાં કાળું કરી આવી? તારો માટી મરી ગયાને તો બે વરસ થયા ને હજુ તારૂં નાતરૂં તો થયું નથી!"

"એ બધી રઘલાના ગાડાની મ્હોંકાણ છે." ગંગા આ સમયે જરા શાંત થઇ હતી, તેણે ખુલાસો કર્યો.

વૃદ્ધ જુઠી બત્તાં ચઢાવી ઉભી હતી. તે કંઇ કંઇ વિચાર કરતી હતી. ' જો તેની દીકરીનો આશક કોઇ સારા ઘરનો હશે; તો મામલો સંભાળી લેવાશે. આવી દશામાં આવનાર ગંગા પહેલીજ સ્ત્રી નથી. એના જેવી તો ઘણી ગર્ભવંતી થઇ છે. પણ એ

રાંડે કોઇ સારા ઘરનો ગોત્યો હોય તો સારૂં......" આવા વિચાર તેના મનમાંથી પસાર થઇ ગયા.

"તારી આવી દશા કોણે કરી ?"

"રઘલાએ." ગંગાએ સઘળી વાત કહી દેવાનો ઠરાવ કર્યો હતો.

આ નામ સાંભળતાંજ જુઠી લાલપીળી થઇ ગઇ. અને તેણે ગંગાને બે ચાર લાત લગાવી દીધી. ગંગા સામી ન થઇ; તેણે એક બે લાત ચુકવવાનોજ પ્રયત્ન કર્યો. કોઢારમાંની ગાયો મા દીકરીની લડાઇ અજાયબીથી જોઇ રહી હતી.

ગંગાને લાત મારવાથી જુઠીનો ગુસ્સો જરા નરમ પડ્યો અને તે પરીસ્થિતિનો વિચાર કરવા લાગી.

"રાંડ કાળા મ્હોંની ! તને બીજો કોઇ મળ્યોજ નહિ કે ગાડાવાળા રઘલા પર મોહી પડી !"

"મેં એના ગાડાનું ભાડું આપ્યું ન્હોતુ !"

* * *

આ બનાવ આ રીતે બન્યો હતો,

દર બુધ અને શનિવારે ગંગા તાલુકા ગામમાં દુધ, દહીં વેચવા જતી. તે સ્હવારે સાત વાગે માથા પર દુધ, દહીંની મટુકી ચઢાવી ઉપડતી. અને ધોરી રસ્તા પર જઇ તે રઘલાના

ગાડાની રાહ જોતી. રઘલો રોજ ગાડું જોડી તાલુકા ગામમાં જતો હતો.

ગાડામાં મટલાં મુકી કૂદકો મારીને ગંગા તેમાં બેસી જતી ત્યારે તેના મોહક અવયવો જુવાન રઘાની નજરે પડતાં. તે કોકવાર ગંગાનો હાથ પકડી તેને ગાડામાં બેસવામાં મદદ કરતો અને તેની મોહક દેહ તરફ વિકારી નજર ફેંકી હસતો. ગંગા તેના હાસ્યથી નારાજ થતી નહિ.

તાલુકા ગામનું પાદર આવતા ગંગા ગાડામાંથી ઉતરી પડતી અને પોતાની મટુકીઓ માથે ચઢાવી રઘાને બે આના ભાડાના આપી "દુધ લેવું છે" નો મધુર ટહુકો કરતો ચાલી જતી.

"એક બોકી આપ—" એક દિવસ રઘાએ ગંગાને કહ્યું. ગંગા તેના તરફ મદભરી નજરે જોઇ રહી. તે હસી પડયો. દર વખતે તેને રઘાને બબ્બે આના ભાડાના આપવા પડતા હતા. અને તે ગંગાને ભારી લાગતા હતા. એકવાર તેણે ગાડાવાળાને કહ્યું: "જો રઘા! હું હમેશા તારા ગાડામાં આવું છું એટલે તારે જરા ઓછું ભાડું લેવું જોઇએ."

"ઓહ! તારી પાસે ભાડું માગે છેજ કોણ? મને ફક્ત એક બોકી આપ, ગંગા!

"એટલે?"

તે ખડખડ હસી પડયો. ગંગા સમજી.

"તું મને કેવી સમજે છે?" તે ગુસ્સે થઇ ચાલી ગઇ. રઘાએ વિચાર કર્યો કે કોઇ દિવસ તે નમ્યા વિના રહેવાની નથી.

આ બનાવ પછી દર વખતે ભાડુ લેતી વખતે તે ગંગા પાસે ચુંબનની માગણી કરતો. ગંગા હવે તેની આવી વાત સાંભળવાને ટેવાઇ ગઇ હતી એટલે તે તેને મશ્કરીમાં ઉડાવતી. "આજે નહિ. શનિવારે."

એક દિવસ ગંગાએ વર્ષના ભાડાની ગણત્રી કરવા માંડી. મહીને એક રૂપીયાના હિસાબે તેણે રઘાને બાર રૂપીયા ખટાવ્યા હતા ગરિબ ગામડીઆણને આ રકમ મોટા વારસા જેવી લાગી. અને તે વસંત રૂતુની એક સુંદર પ્રભાતે ગાડાવાળાની માશુક બની. તે પછી તેને ભાડું આપવાની જરૂર રહી નહિ.

ત્રણ મહીના પછી તેને ખબર પડી કે તે ગર્ભવતી થઇ છે.

* * *

આ બધી વાત તેણે પોતાની માને વિગતવાર કહી સંભળાવી. ભુલી ગુસ્સાથી ફીકી પડી ગઇ હતી.

"તું કેટલા દિવસથી મફત મુસાફરી કરે છે?"

"ચાર મહિનાથી?"

"ચાર મહિનાથી? એટલે ચાર રૂપીઆ ભાડાના બચ્યા ખરૂં ને?"

"હા."

"તારી ખાત્રી છે કે તું ભારેપગી છે?"

"હા."

"તેં રઘાને એ વાત કહી છે?"

"નહિ."

"કેમ નહિ."

"કેમકે તે જો જાણે તો ફરીથી ભડું માગવા માંડે."

જુલી થોડીકવાર વિચાર કરતી ઉભી રહી. તે પછી દુધની તાંબડી ઉપાડી તે બોલી:

"વારૂ, વારૂ, ચાલ, ઉભી થા! આપણે વિચાર કરી એનો કંઇ ઉપાય કરશું. પણ જોજે! અને ત્યાં સુધી રઘાને આ વાત કરતી ના. હજુ બે ત્રણ મહિના ભાડું બચી જશે."

"હું કંઇ નહિ કહું મા!" નીચી નજરે પોતાની માની સાથે ઘરમાં જતાં ગંગાએ કહ્યું.

# ભુલકણો ભરથાર.

જુવાનીમાં વસંત કેવી લોકપ્રિય લાગે છે? વૃધ્ધાવસ્થામાં એજ રસીલી વસંત કડવી ઝેર જેવી થઇ પડે છે. જઇફીમાં વસંત જોતાં યુવાનીના રમ્ય આનંદોનું શોકમય સ્મરણ થતાંજ આંખમાં પાણી ભરાઇ આવે છે અને ચામડી પર કરચલી વાળનારી વૃધ્ધાવસ્થાનો અંત લાવવા માટે મૃત્યુને નિમંત્રણ કરવાનું મન થઇ જાય છે. યુવાનીમાં મુંબઇમાં હું મસ્ત આખલાની માફક ફરતો હતો. ત્યારનો આનંદ? આહ! શી વાત કરૂં?

"ઘણા ઘણાં વર્ષોની આ વાત છે કદાચ કોઇને તે સાચી પણ નહિ લાગે. હું તે સમયે પચીસ વર્ષનો હતો. મુંબઇમાં તરતનોજ આવેલો હતો. મારી જુવાની ઉછળી રહી હતી" અઠવાડી-આમાં છ દિવસ ઓફીસમાં મોટા મોટા ચોપડા ઉથામી રવિવારને દિવસે રજા મળતા કેટલો આનંદ થાય છે તે વર્ણવવાની જરૂર નથી. તે વખતે રવિવારે અમે કેવી મઝા કરતા હતા! આજે તો રવિવાર પણ અળખામણો થઇ પડયો છે.

પણ હું મારી વાતજ કહું.

રવિવારની સ્હવારે હું વ્હેલો જાગ્યો મારા હૈયામાં હર્ષની છોળ ઉડતી હતી. બારીમાંથી બહાર ડોકીયું કરતાં ઉત્સાહજનક સુર્યના કિરણોએ મારો સતકાર કર્યો. હું મોજ મારવાના ઇરાદાથી સાંતાક્રૂઝ જવા માટે સ્ટેશન પર ગયો. ટ્રેન ચાલી. મારા જેવા

અનેક સહેલાણીઓ મન માનતી મોજ કરવા નીકળી પડયા હતા. સાંતાક્રુઝ જઇ હું કુદરતની લીલા જોવા નીકળી પડયો. તે વખતે આજના જેવું સાંતાક્રુઝ ન્હોતું, તે તદ્દન નાનકડું હતું. હરિઆળી વનસ્પતિ જ્યાં ત્યાં ખીલી રહી હતી. વસંતની મીઠી દુતિ કોકિલા કુહુ કુહુ કરીને પ્રેમીઓને કોઇ દિવ્ય મંત્ર ભણાવતી હતી. હું એક વૃક્ષની ઘટામાં જઇ સુતો. મારી આંખ મળી ગઇ. અરધો એક કલાક આરામ લઇ હું જાગ્યો ત્યારે અચાનક મારા તરફ બે જણ આવતાં જણાયા. એક સ્ત્રી હતી અને એક પુરૂષ હતો. મને કોઇ બોલાવતું હોય એવો મને ભાસ થયો. મારા કવિતાપ્રિય સ્વભાવને લીધે મને જરા ગુસ્સો ઉપજ્યો, પેલી સ્ત્રી પોતાનો નાજુક હાથ હલાવી મને બોલાવતી હતી. તેનો સાથી બન્ને કોટ નાખી ' સુ–સુ " કરી રહ્યો હતો. બંન્ને થાકેલાં જણાતાં હતાં. હું તેમની પાસે જઇ ઉભો.

" ભાઇ ! આ રસ્તો કયો છે તે કહેશો ? એમણે મારી આગળ ડંફાસ મારી કે એમને આ રસ્તાની પુરી માહિતી છે; પણ તમે જુઓ છો કે અમે ભુલા પડયા છીએ."

" બહેન ! તમે પારલા છોડી સાંતાક્રુઝથી દુર વાંદરા જવાના રસ્તા પર છો."

પેલી સ્ત્રીએ પોતાના ધણી તરફ ધિક્કાર ભરી નજર ફેંકી.

" શું ! આપણે પારલામાં જમવા જવાના છીએ અને ત્યાંથી ભાળતીજ જગ્યાએ તમે મને લઇ આવ્યા ?"

તે યુવાન અને મોહક હતી. તેની કાળી મારકણી આંખો મને જોઇને હસી રહી હતી. મેં તેને કહ્યું કે હું પણ પારલા જવાનો છું. તે અર્થસુચક હસી. અમે બંન્ને વાતે વળગ્યાં મારી સાથે ગપ્પા મારતી મારતી તે પોતાના ધણીને ધમકાવતો હતી એવામાં જાણે બકવાનો રોગ થઇ આવ્યો હોયની તેમ તેના ધણીએ ચીસ પાડી: " અરે ! રામ રામ !"

" તમે હંમેશનાજ એવા રહ્યા ! તમેજ કહ્યું હતુ કે હીરાલાલ ગીરગામ રહે છે. પણ તે ત્યાં ન્હોતો. તમે કહ્યું હતું કે ગંગા ઘાટણે ચોરી કરી ન્હોતી જ્યારે ખરી ચોર એ હતી. તમેજ કહ્યું......" તે દયાહીન રીતે પોતાના ધણીના દોષો જાહેર કરવા લાગી.

" પણ સાંભળ તો ખરી ! આ ભાઇને આવી વાતમાં શો રસ પડવાનો હતો ?" કહી તેણે તેની બૈરીને બોલતી અટકાવવાની મિથ્યા કોશેષ કરી અને અંતે એક નિશ્વાસ નાખી ચુપ રહયો.

અચાનક એ જુવાન સ્રી મારા તરફ જોઇ અજેય સ્મિત સાથે બોલી: " જો તમને વાંધો ન હોય તો અમે તમારી સાથેજ પારલા આવીએ. કે જેથી ફરીથી ભુલા ના પડીયે.

" ઘણીજ ખુશીથી ચાલો."

અમે ચાલ્યાં, પેલી રમણી છેક મારી પાસે ચાલતી હતી. એક બે વાર તેના શરિરનો સ્પર્સ થતાં મને રોમાંચ થવા લાગ્યો, તે વાચાળ હતી અને અનેક પ્રશ્નોની એકી સાથે ચર્ચા કરી શકતી. તેનો

ધણી અમારી પાછળ ચાલતો હતો અને પાગલની પેઠે આમથી તેમ નજર કર્યા કરતો હતો. સાથે સાથે તે "ટીપુ ટીપુ" એવો અવાજ કાઢયા કરતો હતો.

"તમે ટીપુ ટીપુ કેમ બકયા કરો છો?" આખરે મેં પુછયું.

"આહ!" તેણે નિશ્વાસ નાખ્યો: "ટીપુ મારો લાડકો કુતરો છે અને એ બિચારો કયાં ખોવાઇ ગયો તેની મને સમજ પડતી નથી. જો ટીપુ નહિ મળે તો તે આ જંગલમાં ભુખે મરી જશે."

"તેમાં તમારો વાંક છે. તમે તદ્દન મુર્ખ ગધેડા છો." તેની પત્નિએ પુષ્પાંજલિ આપી.

મધ્યાન્હ થવા આવ્યો હતો. સુર્ય સખ્ત તપી રહયો હતો. અચાનક તેનો ધણી ઉભો રહયો ને બોલ્યો.

"અરે! રામ! વળી હું ભુલી.." કહી તે પોતાના ગજવા તપાસવા લાગ્યો.

"વળી શું ગુમાવ્યું?"

"મારી પાકીટ. તેમાં ત્રણસો રૂપીઆ હતા."

રમણીનો ચ્હેરો ગુસ્સાથી લાલ લાલ થઇ ગયો.

"તમે તે કંઇ માણસ છો? અરે રામ! મારા કયા જન્મના પાપે આવા મુર્ખા સાથે પાનું પડયું. જાઓને પાકીટ શોધી લાવો. જો પાકીટ શોધ્યા વિના આવશો તો હું તમને ઘરમાં

ઘાલવાની નથી. હું આ ભાઇ સાથે પારલા જઇશ. આવા સખત તડકામાં હું એકાદ જવા માંગતી નથી."

"વારૂં પણ તું મને ક્યાં મળશે?" તેનો ધણી નમ્રતાથી બોલ્યો.

"મણીલાલને ત્યાં આવજે." કહી તેણે અજબ હિમ્મતથી મારો હાથ પકડ્યો. તેનો ધણી પાછળ રહ્યો અને અમે આગળ ચાલ્યાં. રસ્તામાં વૃક્ષોની હારો હાર હોવાથી તડકાનો જુલ્મ અમને ન નડ્યો. શિતળ પવનની મીઠી લ્હેરી આવી રહી હતી. મારે પડખે એક સ્વરૂપવંતી સ્ત્રી ચાલતી હતી. તેનો મુલાયમ હાથ મારા હાથમાં હતો અને તેથી મને ગલગલીયાં થતાં હતાં, અમે એકલા પડ્યા પછી શું બોલવું તે મને સુઝ્યું નહિ. તે નીચું જોઇનેજ ચાલતી હતી અને તેની ઉન્નત છાતી ધડકી રહી હતી. એકબીજાના હાથમાં હાથ લઇ અમે એક ધોરી રસ્તા પર આવી પુગ્યાં.

"આ રસ્તો કયે ગામ જશે?" મેં એક મજુર જેવા માણસને પૂછ્યું.

"જુહુ—"

"પારલાનો રસ્તો?"

"તે તો પહેલે રહ્યો."

અમને જણાયું કે પારલાનો રસ્તો છોડી અમે જુહુને રસ્તે જઇ ચઢયા હતા. મેં મારી મધુરી સાથી તરફ જોયું. તે હસી.

"હવે ?" મેં પૂછ્યું.

"હવે શું ? જુહુ ચાલો, મને સખત ભુખ લાગી છે."

"જુહુમાં મારો એક મિત્ર છે."

"તો તેને ત્યાં ચાલો."

અમે જુહુ ગયા મારો મિત્ર ઘરમાં ન્હોતો. પણ તેના નોકરોએ મને ઓળખ્યો. તેણે મારા જોડીદારને મારી સ્ત્રી માની લીધી. અમને એક સુંદર ઓરડામાં ઉતારો આપ્યો. થોડીજ વારમાં ભોજન તૈયાર થયું. સાંજ સુધીમાં અમારા હૃદય ખુલી ગયા. મેં તેને રાત રહી જવાની સુચના કરી.........

તે કબુલ થઇ. અમે પ્રેમમાં પાગલ થઇ ગયાં. બીજે દિને હું તેને ઘેર પહોંચાડી આવ્યો ત્યારે તેના પતિએ મારો ઉપકાર માની મને ચ્હા પી જવાનો આગ્રહ કર્યો. એ ભુલકણા ભરથારે પોતાની પત્નિની સંભાળ લેવા માટે મારો આભાર માન્યો અને હું ચ્હા પી વિદાય થયો.

જીંદગીમાં આ પહેલીજ વાર મેં પરસ્ત્રીના પ્રેમનો લ્હાવો લીધો હતો.

# ટાઈપીસ્ટ ગર્લ.

(૧)

જુનાગઢમાં કેળવણી પુરી કરી રમાનંદ મુંબઇમાં નોકરી કરવા આવ્યો અને ટાઇપીસ્ટ તરિકે એક સોલીસીટરોની પેઢીમાં નોકરી મલી જવાથી ગ્રાન્ટરોડ પરના પન્નાલાલ ટેરેસમાં રહેવા લાગ્યો. ત્યાંથી દરરોજ સ્ટાં. દશ વાગે બસમાં બેસી ઓફીસે આવવા નીકળતો ત્યારે તેજ વખતની બસમાં એક યુરેઝીયન કુમારિકા પણ તેની નજરે પડતી. રમાનંદ મુંબઇ આવ્યા પછી સુધરેલો નાગર થઇ ગયો હતો. એકલો રહેવાથી ખર્ચ વધુ નહિ આવતો હોવાથી તથા સાહેબોની મહેરબાની થાય તેથી કે તેની કોમના સ્વભાવ સુલભ આસપાસની પરિસ્થિતિને અનુકુળ થઇ રહેવાની વ્યવહારિક બુદ્ધિથી તે ઇંગ્રેજી પોશાક પહેરતો અને તેથી તેને કોઇ હિંદુ ધારી શકે તેમ ન હતું.

રમાનંદ બસમાં યુરેઝીયન કુમારીકાની સામે બેસતો. દિવસે દિવસે વાત વધતી ગઇ અને રમાનંદ બસ સ્ટેશન નજીક આવતાંજ ચંચળ દ્રષ્ટિપાતથી જોઇ લેતો કે મજકુર કુમારિકા તેમાં છે કે નહિ! તે હોવાની ખાત્રી થયા પછીજ તે બસમાં ચડતો. તે કુમારિકા કુદરતી રીતે અથવા નિત્ય દર્શનના અભ્યાસના પરિણામ રૂપ ઉપજતી લાગણીથી પન્નાલાલ ટેરેસના સ્ટેશન નજીક બસ આવતાં ડોકું બહાર કહાડી જોતી કે રમાનંદ આવે છે કે નહિ.

કુમારિકા આકર્ષક હતી. રમાનંદ ઓછો આકર્ષક ન્હોતો.

રમાનંદ "પ્રથમ દૃષ્ટિપાતે પ્રણયાનુરાગ" ની જેમ તેને જોતાંજ તેના તરફ આકર્ષાયો હતો કારણ કે કેટલીક સ્ત્રીઓમાં જોતાંની સાથેજ પુરૂષ પાગલ બની જાય તેવું-આકર્ષણ હોય છે અને મજકુર યુરેઝીયન કુમારિકામાં તેમ હતું. રમાનંદને જાણે પુરણકાળની પીછાન હોય તેમ લાગતું હતું, અને તેથી તે તેના મધુર રૂપાળા મુખ સામું કેટલીક વાર તો એટલી બધી વખત ટીકીને જોઇ રહેતો કે પેલી રમણી શરમાઇને પોતાના સૌંદર્યમાં વધારો કરતી લાલ-લાલ થઇ જતી.

થોડા દિવસમાં તો તેઓ ગાઢ પરિચિત હોય એમ દેખાવા લાગ્યાં. જો કે તેમની વચ્ચે સંભાષણ ઓછુંજ થયું હતું. કોઇક વખત ભીડ હોય ત્યારે દબાઇ ચંપાઇને નજીકમાં પણ બેસવું પડતું છેવટે સંભાષણ પણ શરૂ થયું અને વાત આમ આગળ વધી. રમાનંદને લાગ્યું કે તેને તે કુમારિકાની જરૂર છે. તેના વગર તે જીવી શકશે નહિ એમ તેને લાગતું તે તેને કેમ પ્રાપ્ત કરી શકશે તે આશા વિચાર પણ તેનાથી સહન થતો નહિ હવે તેઓ પરસ્પર સલામ કરતાં શેકહેન્ડ કરતાં અને કોઇ વાર સાથે ચાલી થોડે દુર જતાં. રવિવારે બંન્ને મલતાં નહિ ત્યારે તેઓના જીવ વ્યગ્ર બની જતા તથા સોમથી શનિ સુધીના આતુરતાથી રાહ જોવાતી. તે કુમારિકાને પણ તેને માટે અનુરાગ ઉત્પન્ન થયો હતો.

( ૨ )

આજે બસમાં રમાનંદ દાખલ થયો કે તરતજ તે બોલી: "શહેનશાહ કાબુલના અમીર આવવાના છે. તેથી અમારી ઓફીસ અર્ધો દીવસ બંધ છે. શાહની સ્વારી જોઇ કારવીને સાંજના ટાઇમસરજ આવીશ. એમ કહેતી આવી છું."

પછી વળી ધ્રુજતા લાગણીભર્યા અવાજે તે બોલી: "હું તમને ખરૂં કહી દઉં છું કે હું બીજી છોકરીઓ જેવી નથી. હું તો હમણાં સુધી સીધી સાદી પ્રમાણીક જીવન ગુજારતી આવી છું અને મારા માન મર્યાદા સાચવે એવા સાથેજ હું ફરવા હરવા જાઉં છું બાકી જેવા તેવા સાથે તો નહીંજ."

રમાનંદને તો શું બોલવું તે સુજ પડી નહિ. આખરે મુત્સદ્દીપણું તેની વહારે ધાયું અને બોલ્યો "હવે શાહને શું જોવા છે? આપણને જગ્યા પણ સારી નહિ મળે. ઇચ્છા હોય તો જોગેશ્વરીની ગુફા સુધી ફરી આવીએ. બહુ મઝાની જગ્યા છે."

"તમે હમણાં વાતો થાય છે તેવા જુવાનની જેમ વર્તો તો તો હું નહિ આવું. નહિ પણ......"

"હવે ચાલોની. કંઇ નહિ થાય. હું તમને શું કરી નાંખવાનો છું અને તમે કયાં બાળક છો?" આમ કહીને જરા હસ્યા તેના હૃદયમાં કામવાસના અને પવિત્રતા વચ્ચે યુધ્ધ શરૂ થઇ ચુકયું હતું. પણ તેણે મન સાથે પવિત્ર રહેવા વિચાર કર્યો હતો. કામવાસના

તથા એકાંતને જીતવાની-પોતાના ૠષિ મુનિયોનાં સનાતન સત્યોને ખોટાં પાડવાની પુરાણની ચાલતી આવેલી એકાંત કે કામથી કોઇ બચી શક્યું નથી. તેવી વાર્તાઓના રેકોર્ડને તોડવાની પ્રબલ ઇચ્છા જન્મી હતી અને તેથી આજે તે કંદર્પહર થવા માંગતો હતો.

તેઓ ઓફીસે ગયાં. સંતલસ મુજબ ટીફીન વખતે જ્યારે ઓફી-સો બંધ થઇ ત્યારે ચર્ચગેટ સ્ટેશને હાજર થયાં અને જોગેશ્વરી તરફ ઉપડી ગયાં, અને કલાક પછી તો તે રસ્તે પણ પડી ગયાં.

કુદરતનો મનોહર દેખાવ હતો. અત્યારે જરા વાદળાં હતાં. સુર્યનો તાપ તેથી અસર કરતો નહોતો. મંદમંદ પવન વાતો હતો—વનની સુગંધ બહેકતી હતી. નિર્જન એકાંત ગાડાવાટ કે પગ કેડી ઉપર તેઓ બંન્ને એકલા—હાથમાં હાથ મેલાવીને સુધરેલી ફેશન મુજબ વાતો કરતાં—આનંદ કરતાં—હસતા રમતાં ભમતા ચાલ્યા જતા હતા.

ગુફા આગળ ગયાં. જરા આગળ પાછળ વધારે એકાંત તરફ ગયાં. એક જરા વધારે અંધારી જગ્યા આગળ ગયાં કારણ કે ત્યાં પાણીનું ટાંકું હતું. એકાદ બાવા—કે રખડતા દુબળાએ તેને ક્રિશ્ચિયન ધારી લીધાં હતાં એટલે તેમને કોઇ અંતરાય નહોતો. રમાનંદ હોશી-યાર હતો તેણે ખીસામાંથી ચેવડો—લાલાનું બેળ—થોડી તીખી તમ-તમતી-થોડી ગળી એવી રીતે કાઢી-તેઓએ ભુખથી-વનની હવાથી ખાધી—ટાંકાનું પાણી પીધું. રમાનંદે પાન ખાધું. છોકરીને જીનતાનની ગોળીઓ આપી. વાતો કરતાં જરા વધારે આગળ ગયાં. લીલા ઘાસમાં રમાનંદ માથું કોણીપર ટેકવી કુમારિકા સામું જોતો સુતો

અર્ધો બેઠો—કુમારિકા પણ વિકાસને—કારણ કે પલાંઠો મારીને તો બેસાય તેમ નહોતું—તેથી અર્ધા વિકાસને બેઠી. બન્ને વાતો કરતાં હતાં. એબાર પેબાર વાતોનો કંઇ છેડોજ ન્હોતો. વિવિધ પ્રકારની વાતો હતી.

"હું અહિં સુધી એકલી આવી તેથી તમે મારે માટે કેવું ધારો ?" છેવટે લુઇ બોલી.

"કેમ એમાં શું ?" રમાનંદે સામે સવાલ કર્યો.

"કેમ નહિ. મને લાગે છે કે કંઇક ખોટું થાય છે. મને તેવી લાગણી થાય તે પણ પસંદ નથી. જોવની—અમે ક્યાં એકલા છીએ. હું અને મારી માતા! મને કોઇનો સથવારો નહિ. કોઇની સંગતી નહિ. મને તો એવો વિચાર પણ નથી કે હું હવે આમ કેટલોક વખત રહીશ." આમ કહેતાં તે શરમાઇ ગઇ, જેના જવાબમાં નાગર યુવક રમાનંદે તેના વાતો કરતાં હાલતો હાથ પકડ્યો. હોઠે લગાડ્યો અને હજુ તો તે બોલે તે પહેલાં બેઠા થઇ તેને એક ચુંબન ગાલપર લઇ લીધું.

તરતજ તે દુર હડી ગઇ. રમાનંદને હાથથી વારતાં તેણે તેને યાદ આપ્યું કે તેને મર્યાદા ભંગ પસંદ નહોતો. રમાનંદ અટકી ગયો.

આથી તેઓ ઉઠ્યાં. રમાનંદે બીજું પાન ખાધું. વળી છીનતાનની ગોળીઓ લુઇએ પણ ખાધી. તેઓ મંદિરના વધારે અંધારા વાળા ભાગ તરફ જાણે પ્રાચિન શિલ્પકામ વખાણતાં હોય તેમ ચાલવા

લાગ્યાં. બન્ને ઉપલો પ્રસંગ જાણે ભુલી ગયાં. અને અસલની જેમ• ફરવા હરવાં લાગ્યાં.

દરમ્યાન તેઓ એક શિલ્પ દંપતિ યુગલ સમક્ષ આવી ઉભ કોરી કાઢેલી મુર્તિઓના હાથ એકમેકમાં ભેરવેલા હતા. મજકુર પ્રતિ માઓ ઉપર વસ્ત્ર નહિ જેવાં હતાં. બંન્ને જણા તે નજીક હાથમાં હા ભેરવી ઉભા રહ્યાં જાણે કે તેનું અનુકરણ કરતાં હોય બંન્નેએ એ બીજા સામું જોયું, અને રમાનંદે લુઇની આંખમાં અને લુઇએ રમ નંદની આંખમાં પરસ્પર કંઇક જોયું, રમાનંદે સાહસ કરી લુઇ બાથમાં લઇ ગાઢ આલિંગન આપી દીધું. લુઇ કંઇ પણ બોલી નહિ તેના આલિંગનમાં આસ્વાદ આનંદ અનુભવતી નિરૂન્તર રહી. રમાન ફરીથી તેને છાતિ સરસી દાબી. લુઇના હાથ પણ તેના શરીર આસપા ફરી વળ્યા. બંન્ને નજીકના એક આસન તરફ ગયાં અને બન્ને જા પરિણામનો વિચાર કરી પણ શકે, બુધ્ધિ ડહાપણ વિવેક ઇત્યાદિ પોતાની મદદે બોલાવી પાછા હઠી શકે તે પહેલાં તો બંન્ને જા વિજયી કામદેવના પંચશરથી ઘાયલ થઇ ભ્રષ્ટ થઇ ગયાં.

પ્રથમ ભાન લુઇને થયું. તે રડવા જેવી થઇ ગઇ. ભય શ લજ્જા તથા ધરૂણાથી તે રડવા લાગી. રમાનંદે તેને આશ્વાસ આપવા-થયલી ભુલ ભુલી જવા-સંજોગનુ પરિણામ વિસ્મરણ કર ઘુણુંકળ કર્યું, પણ વ્યર્થ ! લુઇ તો વારંવાર કહેવા લાગી. "અરે આ શું થઇ ગયું ! મારી ગંભીર ભુલ થઇ. તમે પુરૂષો સદાના એવા રહ્યા. "રમાનંદ પણ લુઇની રડવાથી રાતી થયલી આંખથી બા જેવો થઇ ગયો. તેઓ તરતજ પાછા ફર્યા; „જાણે ચોરી કરીને

ભાગી જતાં હોય તેમ ! બંને ગ્રાંન્ટરોડ ઉતર્યાં. લુઈ એક પણ શબ્દ બોલ્યા વિના છુટી પડી.

(૩)

બીજે દિવસે જ્યારે તે બસમાં મલી ત્યારે તે ઉદાસ તથા અતડી લાગી. તે બોલી "મારે વાત કરવી છે. આપણે ગાડી કરી લઇએ." રમાનંદે તેમ કર્યું.

ગાડીવાળાને કોટ તરફ હંકવાનું કહી તેઓ તેમાં બેઠાં–લુઇ બોલી "ગઇ કાલના પ્રસંગ પછી મને લાગે છે કે હવે આપણે એક બીજાને મલવાનું બંધ કરીએ તે ઉત્તમ છે."

"કેમ ?"

"એકવાર ભુલ થઇ ગઇ. હવે બીજીવાર ભુલ કરવાનો મારો વિચાર નથી."

હવે રમાનંદે તેને પોતે તેના વગર જીવી નહિ શકે તે સમજાવ્યું. તે ક્રિશ્ચિયન થવાના વિચારમાં હતો તે જણાવ્યું અથવા લુઇએ હિંદુ થવા વિચાર કરવો એમ વિનંતિ કરી. તે લુઇને સુખેથી રાખી શકશે, તેને હંમેશા ચાહશે એવા સોગંદ ઉપર સોગંદ ખાધા. તે તે વખતેજ તેને પરણવા પણ તૈયાર થઇ ગયો પણ લુઇએ વિચાર કરી બીજે દીને જવાબ આપવા જણાવ્યું.

બીજે દિને બન્નેમાંથી એક પણ શાણો નિર્ણય કરે તે પહેલાં બન્ને એક બીજાના આકર્ષણમાં વશ થઇ ગયાં અને પ્રથમ જુવાનીના

મસ્તીભર્યા પ્રેમમાં દિવસો ગબડી ગયા. ત્રણ માસ થઇ ગયા એટલે રમાનંદ અકળાવા માંડયો. લુઇએ તેને જણાવ્યું કે તે માતા થવાની તઇયારીમાં હતી.

રમાનંદ ગભરાઇ ગયો ને ઘેર પઇસા મોકલી શકતો નહોતો. તેની વાતો જ્ઞાતિમાં તથા સમાજમાં થવા માંડી હતી. તેને નામર્દ હિચકારો વિચાર આવ્યો, તેણે લુઇને તજી દેવા નિશ્ચય કર્યો અને ઓચિંતો દેશમાં ચાલ્યો ગયો. 'લુઇએ મગરૂબીમાં થોડો વખત તેની તપાસ કરી નહિ. તપાસ કરતાં સત્ય માલમ પડયું ત્યારે તે તેની માતા પાસે ગઇ. રડીને સઘળી હકિકત કહી. ક્રિશ્ચિયન હૃદયવાળી માતાએ દીકરીને માફી આપી. અને લુઇએ થોડા માસ પછી પુત્રને જન્મ આપ્યો.

દશેક વર્ષ વિતી ગયાં. દરમ્યાન રમાનંદ પરણ્યો. ફુટડી નાગર કન્યા સાથે, તેનાં લગ્ન થયાં. છોકરાં થયાં. પરંતુ સર્વ મરી ગયાં. રમાનંદ એકાકી એકલો વફાદાર ગૃહિણીને યાદ કરતો. કિલકિલાટ કરતાં છોકરાંના શબ્દોને ઝંખતો દુઃખી જીવન ગુજારવા લાગ્યો. એજ નોકરી. એજ રસ્તો એજ જીવનપ્રવાહ પણ સર્વત્ર નિઃસારના તથા નિરસપણું ! તેને કોઇ મિત્રો ન્હોતા. તે ઘરડા જેવો ચિડિયો થઇ ગયો. તે સુખી દંપતિઓને પ્રેમી યુગલોને—રમતાં છોકરાંને જોઇજ રહેતો. પોતાનું સુખ ગુમાઇ ગયલું માનતો તે નિસાસા નાખી મોતની રાહ જોતો.

એક દિવસ તેણે લુઇને છોકરાં સાથે જોઇ. એક દશેક વર્ષનો છોકરો અને બીજી ચારેક વર્ષની છોકરી તેની સાથે હતાં. છોકરાં

રમાડતી લુઇને તે જોઇજ રહયો. તે નજીક જઇ શકયો નહિ. છોકરો રમતો રમતો તેની નજીક આવ્યો. તેણે જોયું કે તે તેનોજ હતો.

તે રાતના તેને ઉંઘ આવી નહીં. તેણે લુઇની તપાસ કરવાનો વિચાર કર્યો.

તેને માલમ પડયું કે લુઇ એક આબરૂદાર સારી નિયમિત આવકવાળા તેનીજ જાતિના એક ગૃહસ્થને પરણી ગઇ હતી. જેણે તેને તેની ભુલ માફ કરી હતી એટલુંજ નહિ પરંતુ તેના અનૌરસ પુત્રને પણ પોતાનો કરી પાળવા ઉદાર મનથી કબુલ કર્યું હતું.

આ પછી દર વખતે જ્યારે તક મળતી ત્યારે લુઇ જ્યાં છોકરાંને લઇ ફરવા જતી ત્યાં જઇ તે પહોંચતો. છોકરાને જોઇ રહેતો. એકાંત એકલવાયું જીવન તેને સાલતું હતું.

એક દીવસ તેણે તેને મલી બધું કહી દેવાનો નિશ્ચય કર્યો. તેથી જ્યારે તે ફરીથી તે જગ્યાએ ગયો ત્યારે તે એકદમ તેની નજીક જઇ ઉભો અને બોલ્યો: " લુઇ ! મને ઓળખેછે કે ?"

તેણે ઉંચુ જોયું—તેને ઓળખી ગઇ અને છોકરાંને લઇ ચાલતી થઇ.

બે માણુસ પસાર થઇ ગયા. લુઇ તેની નજરે પડીજ નહિ. તેણે તેને ઘણા કાગળો લખ્યા પણ તેનો જવાબ મલ્યો નહિ—પોતાના પુત્ર માટે તે અધીરો થઇ ગયો. ગાંડા જેવો થઇ ગયો. તેનો પિતૃ-પ્રેમ હદ કુદાવી ગયો તેથી છેવટે તેણે સાહસીક પગલું ભરવાનો નિશ્ચય કર્યો અને નીચે મુજબ કાગળ તેના પતિને લખ્યો:

સાહેબ,

મારૂં નામ આપના મન મુજબ તિરસ્કાર પાર તથા દુઃખપુર્ણ ભુતકાળની યાદિ રૂપ હોવા છતાં આપને-ઉદાર ચિત ધારી સર્વ આશાઓને આપમાં કેન્દ્રિત કરી આ પત્ર લખું છું.

કૃપા કરી મને ક્યારે મલી શકશો તે જણાવશો?

લી૦ **રમાનંદ**

બીજે દીને આનો જવાબ રમાનંદને મલ્યો કે મંગળવારે પાંચ વાગે તેણે તેને મલી જવું.

(૫)

રમાનંદનું હૃદય બંધ પડી જતું હોય એમ તેને લાગ્યું. બારણું ઠોકતાં જવાબમાં આવેલી નોકરડીને તેણે માંડ માંડ સર્વ શકિતઓને એકત્ર કરી પુછ્યું

"મી૦ દેવીડ છે?"

રમાનંદે તેને લીધો, તેના સામું સતૃષ્ણ નયને જોઇ રહયો. દેવીડ બારીએ જઇ ઉભો. બાળક-છોકરો-રમાનંદનો વિચિત્ર વર્તણુકનો અર્થ નહિ સમજવાથી તેની સામે ઉભો રહયો. છેવટે તેના ખોળામાં પડેલી હેટ ઉંચકી-રમાનંદના માથા પર ગોઠવી. રમાનંદે તેને બાથમાં લઇ લીધો અને તેના ગાલ પર-મોઢા પર-બાલ પર અને આંખોપર ગાંડાની જેમ ચુંબનને વાર્ષાદ વર્ષાવવા લાગ્યો. બાળક ગભરાઇ જઇ પોતાના નાનકડા હાથ આડા ધરતો તેના હાથમાંથી છુટવાની કોશેષ કરવા લાગ્યો.

" મારી પત્નિએ મને તમારા વિષે વાત કરી છે. મહાશય." તેના અવાજમાં નિતિનો ઢોંગ કરતા દાંભિકના અવાજમાં રહેલી નિર્દય-તા તથા કઠોરતાનો અભાવ હતો.

" મને મારો પુત્ર ગુમાવવા માટે બહુ લાગે છે." રમાનંદે કહ્યું.

" દેવીડે ઘંટડી વગાડી જેના જવાબમાં આવેલા નોકરને તેણે જણાવ્યું: " લુઇને બોલાવ."

બંન્ને જણા પરસ્પર જોતાં બેસી રહયાં.

એક બાળક ઓરડામાંથી બહાર આવ્યો અને પોતે જેને બાપ માનતો હતો તેના તરફ દોડયો, દેવીડે તેને ચુંબન કરી કહ્યું "જો–આ ગૃહસ્થ બેઠા છે એમને એક "પ્યાસી" આપ જોઉં."

બાળક શરમાતો રમત્યાળ અદાથી મનોહર લાગતો તેની નજીક આવ્યો.

"હાજી. પધારો અંદર" જવાબ મલ્યો.

તે ડરોઇંગ રૂમમાં દાખલ થયો. અને આશંકપુર્ણ હૃદયથી બેઠો. બને બાજુનું બારણું ઉઘડયું અને ઉંચો ગંભીર તથા કાળા પોષાકમાં સજ્જ થયેલો એક ગૃહસ્થ બહાર આવ્યો અને રહેજ ડોકું નમાવી એક ખુરસી પર બેઠો.

રમાનંદે તેને નીચે મુકયો. રડવું મહા મહેનતે ખાળવાની કોશેષ કરતો તે દેવીડને " ગુડ બાય " કહી ઉતાવળે ઉતાવળે ચાલ્યો ગયો.

તે પછી રમાનંદનું શું થયું તેની કોઇને ખબર પડી નથી.

(૧૦૪ પાનાનું ચાલુ.)

"મેનકા !"

"મેનકા !...હું એનેજ મળવા આવ્યો છું."

"હું પણ..."

"કોણ પેલી દરજણ છે તે—"

"હા—હા એજ."

"હું તો તેનો એક ઘાઘરો પણ લાવ્યો છું."

"હું પણ —"

"હું પણ—" નથુભાઇએ કહ્યું.

ત્રણે જણ હસવા લાગ્યા અને પીંજરામાંના વાંદરાઓ તેમની નકલ કરવા લાગ્યા. અંતે જાગીરદાર બોલ્યો: "એ એકજ જગાએ અને એકજ વખતે આપણને ત્રણેને બોલાવીને આપણો ફારસ કરવા માગે છે એમ નથી લાગતું ?"

"એમજ લાગે છે..."

"સાળીએ આપણને વાંદરાના પાંજરા પાસે બોલાવ્યા—"

"ચાલો, હું તો જાઉં છું."

"જુઓ, જુઓ, પેલી આવી..."

"તેની સાથે કોઈ પુરુષ છે."

આ વખતે મેનકા નટવર સાથે તેઓની પાસે આવી પુગી. મેનકા હવે પહેલાના જેવી રંગીલી ન્હોતી. તેણે ગુજરાતણને શોભતો મર્યાદિત પોષાક પહેર્યો હતો. તે ત્રણેને જોઈ હસીને બોલી: "ભાઈઓ ! તમને તસ્તી આપવા માટે મને માફ કરજો. આવો, આ બેંચ પર બેસી આપણે વાત કરીએ. આ મારા પતિ દેવ છે."

બધા બેંચ પર બેઠા પછી મેનકા બોલવા લાગી:

"ભાઈઓ. તમારી સાથે મેં વર્તન ચલાવ્યું હતું તેનો ખુલાસો કરવા હું આવી છું કેમકે હું કોઈ સોનેરી ટોળીની ઠગારી નથી. મેં તમને મારી ખરી ઓળખાણ આપી ન્હોતી. ખરી વાત એ છે કે હું વલસાડના એક વણિક કુટુંબની કન્યા છું. અને મારે સરલા અને તરલા નામની બે બહેનો છે..."

આ બે નામ સાંભળતાં જાગીરદાર અને સુંદરદાસ ચમક્યા.

"સુંદરદાસ !..." મેનકા બેંચ પરથી ઉઠી સુંદરદાસની સામે ઉભી બોલી: "મારી બ્હેન તરલા મુંબઈ આવી ત્યારે પવિત્ર, આશાભરી અને પ્રેમાળ હતી. પણ તે પાછી ફરી ત્યારે તેનું જીગર તુટી ગયું હતું કેમકે કમનસિબે તમે તેને મળી ગયા હતા. તમારા વચનો-તમારા વચનો પર મારી ભોળી બહેને વિશ્વાસ રાખ્યો અને તમે તેને ભ્રષ્ટ કરી. તમારા પાપને પરિણામે તેને એક પુત્ર થયો અને તે જન્મા પછી તમારો પ્રેમ ઠંડો પડી ગયો. તમે તરલાને મળવાનું કમી કરવા માંડયું અને તેણે તમારા પુત્રના પોષણ માટે પૈસા માગ્યા ત્યારે

તમે મુંબઇ જેવા વિશાળ શહેરમાં છોડી દીધી. સુંદરદાસ ! તમારૂં હૃદય ખાટકીથી પણ વધુ કરૂર હોવું જોઇએ...વાસના પર અંકુશ ન રહે તેથી મનુષ્ય ભુલ કરે છે...વખત જતાં તેનો પ્રેમ ઠંડો પડી જાય છે. પણ જે સ્ત્રીએ તમારા પર સમ્પૂર્ણ વિશ્વાસ રાખી તમને એક પુત્રની બક્ષીસ આપી હોય તેને તજી દેવાના પાપનું પ્રાયશ્ચિતજ નથી..."

સુંદરદાસ એક અક્ષર પણ બોલી શકયો નહિ. તે નીચે મ્હોડે આ વાત સાંભળી રહયો.

મેનકા હવે જાગીરદાર તરફ ફરી:

"સરદાર સાહેબ ! તમે મારી બહેન સરલા સાથે એવુંજ નિર્દય વર્તન ચલાવ્યું હતું. તમે સરલાને ભ્રષ્ટ કરી-તમારાથી તેને એક પુત્રી થઈ અને તમે મારી બહેનના કાલાવાલા અને રૂદનની દરકાર કર્યા વિના યુરોપની સફરે ચાલ્યા ગયા—મારી બંન્ને બહેનોને વિધવા હતી અને અમારૂં કુટુંબ ગરીબ હોવાથી મુંબઈની કોઇ નિશાળમાં નોકરી કરી પેટ ભરવા અહિં આવી હતી, પણ તમારા બંન્નેના પાપથી મારી બહેનો કલંકિત થઇ. તુટેલા જીગરે રડતી કકળતી બંન્ને પોતાના બાળકો લઈ માબાપને ઘેર આવી. મારા માતાપિતા સમજુ અને ઉદાર હોવાથી તેઓએ મારી ભ્રષ્ટ બહેનોને ક્ષમા આપી આશરો આપ્યો. હું બંન્નેને રોજ રડતી જોઇ ત્રાસી ગઇ. અને મેં તમારા પર વેર લેવા નિશ્ચય કર્યો.

"હું કુંવારી હતી અને અઢાર વર્ષની હોવા છતાં મારી ઇચ્છા શકિત પ્રબલ હતી. આ ગૃહસ્થ સાથે મારા વેશવાળ થયા હતા અને

અમે બન્ને એક બીજાને ચ્હાતા હતા. પણ મારો વિચાર પ્રથમ મારી બહેનોનું વેર લેવાનો હતો. તમારા બન્નેના ઠેકાણાની મને ખબર ન્હોતી. હું ફક્ત તમારા નામજ જાણતી હતી. છતાં ગમે તેમ કરી તમને શોધી કાઢવાના નિશ્ચયથી હું મુંબઈ આવી અને રંગીલી દરજણનો સ્વાંગ ધરી મારી યોજના પાર પાડવા તત્પર થઈ. મારી આખી જીંદગી પૂરી થાત તો પણ તમને શોધી કાઢ્યા વિના મારે ગામ ન જવાના મેં કસમ લીધા હતા પણ સારે નસિબે તમે બન્ને મને થોડાજ સમયમાં મળી ગયા અને હું આનંદ અને મગ-
રીથી કહું છું કે મારૂં વેર વળી ગયું છે.

"સુંદરદાસ! તમારી પાસેથી મેં ત્રણ હજાર રૂપીઆ પડાવ્યા
તમારા પુત્ર માટે હતા. અને જાગીરદાર! તમારી દીકરી માટે મેં
મારા સાત હજાર લુંટી લીધા હતા. હવે મારી બહેનના બાળકો-
સારી રીતે પોષણ થશે અને તેઓ સુખી થશે. બોલો, સાહેબ!
ને મારૂં વર્તન તમને દોષ પાત્ર લાગે છે? તમે પૈસાને જોરે
રી બહેનોને પાયમાલ કરી હતી અને જો તમારૂં ફાવ્યું હોત તો
મે મારા પણ એવાજ હાલ કરત પણ મેં મારા નાજ નખરા
રા કામ માટે વાપર્યા અને તમને મુર્ખા બનાવી તમે જેને
ન્યાય કર્યો હતો તેને ન્યાય આપવાની આડકતરી રીતે ફરજ
ી. બોલો, હવે તમે મારા પર ગુસ્સે થશો?..." મેનકાએ
ષણ પુરૂં કર્યું.

"નહિ. તું આબાદ રમત રમી ગઈ. મેનકા! તારો વિજય
! હું તને અભિનંદન આપી માન સાથે તારો ઘાઘરો તને પાછો
પું છું......" એમ કહી જાગીરદારે નોકરના હાથમાંનું બંડલ
કાને સોંપ્યું.

સુંદરદાસ લોભી હતો એટલે જાગીરદારની પેઠે રાજી ખુશીથી હાર કબુલ કરે એવો ન્હોતો. પણ તે આ સમયે લાચાર હતો.

"બ્હેન! મેં તમને બરાબર ન ઓળખ્યાં તે માટે માફ કરો તમારી બ્હેનને મેં અન્યાય કર્યો હતો તે હું કબુલ કરું છું... અમે પુરૂષો કામાંધતામાં સઘળી ફરજ ભુલી જઇએ છીએ. લો, તમારો ઘાઘરો પાછો લો."

"પણ મને તમે કેમ બનાવ્યો હતો?" નથુભાઇથી હવે બોલ્યા વિના ન રહેવાયું: "મેં તો તમારી કોઇ બહેન બગાડી નથી."

"નહિ સાહેબ!" મેનકા હસીને બોલી: "પણ મેં તમને ભલા માણસ ધાર્યા હતા અને તમે આ ગૃહસ્થોને હું મળી શકું એવી જગ્યાઓએ મને લઇ જશો એવી મેં આશા રાખી હતી..."

"પણ મારો પ્રેમ?"

"મને તેનો ભય ન્હોતો. તમે વિધુર હોવાની ખોટી વાત કરી હતી તે માટે હું તમને માફ કરું છું કેમકે તમારી મને દરકારજ ન હતી. તમે જ્યારે મારી સાથે અણઘટતી છુટ લેવા લાગ્યા ત્યારે મને તમારો સંબંધ છોડી દેવાની ફરજ પડી હતી. તમે મારો ઘાઘરો લાવ્યા છો કે?"

"હા—આ રહ્યો—"

"ગ્રહસ્થો, હવે મારી ફરજ પુરી થઇ છે, અને હું તમે ભવિષ્યમાં કોઇ ઘાઘરાવાળીને હાથે મુર્ખા ન બનો એવી તમને આશિષ આપું છું." મેનકાએ ત્રણ ઘાઘરાના બંડલ લઇ લીધા અને તે પોતાના પતિ સાથે હસતી હસતી વિદાય થઇ ગઇ.

ત્રણે મુર્ખાઓ હંસગતિથી ચાલી જતી મેનકાને પ્રશંસા અને શરમની લાગણીથી જોઇ રહ્યા!

સંપુર્ણ.

